# બાપુ

મૂળ લેખક:
ઘનશ્યામદાસ બિરલા

# બાપુ

મૂળ લેખક

**ઘનશ્યામદાસ બિરલા**





નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

# આદિવચન

ભગવદ્ગીતા વિષે લખવું જો સહેલું હોય તો ગાંધીજી વિષે લખવું સહેલું હોય. કારણ કે ભગવદ્ગીતા પર લખેલું ભાષ્ય કેવળ ગીતાભાષ્ય નહિ હોય પણ એ ભાષ્યકારના જીવનનું દર્પણ પણ હશે. જેમ ગીતારહસ્ય લોકમાન્યના જીવનનું દર્પણ છે, તેમ જ અનાસક્તિયોગ ગાંધીજીના જીવનનું દર્પણ છે. બરાબર એ જ રીતે, ગાંધીજીના જીવનની સમીક્ષા કરવામાં લેખક પોતાના જીવનનું ચિત્ર પણ એ સમીક્ષાના દર્પણમાં આલેખે છે.

એક બીજી વાત. જેમ બધાને માટે ગીતા એક ખુલ્લું પુસ્તક છે તેમ જ ગાંધીજીનું જીવન પણ એક ખુલ્લું પુસ્તક કહી શકાય. મોટા મોટા વિદ્વાનો તો ગીતા વાંચે જ છે, પણ લગભગ નિરક્ષર એવા હજારો શ્રદ્ધાળુ લોકો પણ તે પ્રેમપૂર્વક વાંચે છે. ગાંધીજીના જીવનનું, ખાસ કરીને એમની આત્મકથાનું પણ એમ જ છે. જેમ ગીતા સૌના કામની વસ્તુ છે તેમ જ ગાંધીજી પણ સૌના કામના છે. ગીતાનો લાભ મોટા વિદ્વાન લોકો વધારે લે છે કે નિરક્ષર પણ શ્રદ્ધાળુ ભક્તો વધારે લે છે, એ વિચારવા જેવો પ્રશ્ન છે. ગાંધીજી વિષે પણ આમ જ છે. એમનું જીવન — એમના સિદ્ધાંતો સમજવા માટે નથી વિદ્વત્તાની આવશ્યકતા કે નથી લેખનશક્તિની. એને માટે તો હૃદય જોઈએ, સત્યપરાયણતા અને અહિંસાનિષ્ઠા જોઈએ.

શ્રી. ઘનશ્યામદાસજીનું નામ વિદ્વાનો કે લેખકોમાં ગણાય છે કે નહિ, એની મને ખબર નથી; પરંતુ ધનિકોમાં તો એમનું નામ ગણાય જ છે. પણ તેમણે ધનની માયાથી અલિપ્ત રહીને, પોતાના હૃદયને સ્ફટિક જેવું નિર્મળ અને બુદ્ધિ અને વાણીને સત્યપૂત રાખ્યાં છે. અને એ હૃદય, બુદ્ધિ અને વાણીથી કરેલી આ સમીક્ષા, બિરલાજી આજે મોટા વિદ્વાન કે લેખક ન મનાતા હોય તોપણ, સમીક્ષાનાં ઉત્તમ પુસ્તકોમાં સ્થાન પ્રાપ્ત કરશે અને હિન્દીના ઉત્તમ લેખકમાં એમની ગણના કરાવશે.

એમ તો શ્રી. ઘનશ્યામદાસજીની લેખનશક્તિનો જેટલો પરિચય મને છે એટલો કદાચ હિન્દી જગતને નહિ હોય. કેટલાંય વરસથી હું એમના સંપર્કમાં છું. એમના હિન્દી ભાષામાં લખેલા પત્રો મને સીધાસાદા, તોલીતોલીને વાપરેલી અને સારગર્ભિત શૈલીના અનુપમ નમૂના લાગ્યા છે. અને જ્યારથી હું એ શૈલી પર મુગ્ધ થયો છું ત્યારથી મને લાગ્યા કર્યું છે કે, બિરલાજી કેમ કંઈ લખતા નથી! મને બહુ આનંદ થાય છે કે આ પુસ્તકમાં એમના પત્રોની શૈલી જેવી આકર્ષક શૈલીનો પરિચય થાય છે.

બિરલાજી ગાંધીજીના સંપર્કમાં આવ્યાને પચીસ વરસ થઈ ગયાં છે. આ પચીસ વરસના સંપર્ક વિષે તેઓ લખે છે :

'જ્યારથી મને ગાંધીજીનાં પ્રથમ દર્શન થયાં ત્યારથી મારો એમનો અતૂટ સંબંધ ચાલુ રહ્યો છે. શરૂઆતનાં કેટલાંક વરસ હું એમની પાસે ટીકા-વૃત્તિથી જતો, એમનાં છિદ્રો શોધવાની કોશિશ કરતો; કારણ કે નવજુવાનોના આરાધ્ય લોકમાન્યની ખ્યાતિને એમની ખ્યાતિ ટક્કર મારવા મંડી

હતી એ મને ગમતું નહોતું. પણ છિદ્ર શોધવા માટે હું જેમ જેમ ઊંડો ઊતર્યો, તેમ તેમ મારે નિરાશ થવું પડ્યું. અને થોડા વખતમાં એ ટીકાવૃત્તિ આદરમાં પલટાઈ ગઈ, અને પછી આદરે ભક્તિનું રૂપ લઈ લીધું. વાત એમ છે કે ગાંધીજીનો સ્વભાવ જ એવો છે કે કોઈ વિરલો જ એમના સંસર્ગથી પ્રભાવિત થયા વગર બચે.' ઘનશ્યામદાસજી બિરલા તો ન જ બચ્યા એ હું જાણું છું. તેઓ લખે છે, 'ગાંધીજી સાથે મારો પચીસ વરસથી સંસર્ગ છે. મેં તદ્દન નજીકથી, સૂક્ષ્મ-દર્શક યંત્ર દ્વારા, તેમનો અભ્યાસ કર્યો છે; ટીકાકાર થઈને છિદ્રો શોધ્યાં છે. પણ મેં એમને કદી પ્રમાદમાં સૂતેલા જોયા નથી.' આ શબ્દો ગાંધીજીના સંબંધમાં તો સાચા જ છે, પણ એ બિરલાજી વિષે પણ ઘણે અંશે સાચા છે. કારણ કે ગાંધીજી પોતે એમ સૂતા નથી એટલું જ નહિ, પણ પોતાની અસર તળે આવેલાઓને પણ તેઓ કદી એમ સૂવા દેતા નથી.

આ પુસ્તક એવા જાગ્રત અભ્યાસ, અનુભવ અને નિરીક્ષણનું એક સુંદર ફળ છે. એમણે નાની મોટી એક એક બાબત લઈને ગાંધીજીનું જીવન નિહાળવાનો પ્રયત્ન કર્યો છે. ગાંધીજીને પહેલવહેલા મળ્યા પછી બિરલાજીએ તેમને એક પત્ર લખ્યો. જવાબમાં એક પોસ્ટકાર્ડ આવ્યું. 'જેમાં પૈસાની કરકસર તો હતી જ, પણ ભાષાનીયે પૂરતી કરકસર હતી.' આ વાત તો મામૂલી છે, પણ એમાંથી ગાંધીજીના જીવનની એક કૂંચી એમને મળી જાય છે. 'કોણ જાણે કેટલા નવજુવાનો પર ગાંધીજીએ આ રીતે છાપ પાડી હશે, કેટલાને મૂંઝવણમાં નાખ્યા હશે, કેટલાને માટે તેઓ કુતૂહલની સામગ્રી બન્યા હશે! પણ ૧૯૧૫માં જેમ તેઓ લોકો માટે એક કોયડો હતા

તેમ જ આજે પણ છે!' આ સાચું છે. પણ આ પુસ્તકમાં આપણે જોઈએ છીએ કે એમના જીવનના કેટલાયે કોયડા ઘનશ્યામદાસજીએ સરસ રીતે ઉકેલ્યા છે.

ગીતા આટલો સીધોસાદો અને લોકપ્રિય ગ્રંથ હોવા છતાં કોયડાથી ભરેલો છે. એ જ રીતે ગાંધીજીનું જીવન પણ કોયડાથી ભરેલું છે. થોડા દિવસ પહેલાં રામકૃષ્ણ મઠના એક સ્વામીજી અહીં આવ્યા હતા. બહુ સજ્જન હતા, ગાંધીજી પ્રત્યે બહુ આદર ધરાવતા હતા. ગાંધીજીની ગ્રામઉદ્યોગ પ્રવૃત્તિ સારી રીતે સમજવા અને પોતાના સમાજમાં પ્રચાર કરવા માટે કાંતવા પીંજવાની કળા શીખવા તે અહીં આવ્યા હતા. એક દિવસ તેઓ મને પૂછવા લાગ્યા, 'ગાંધીજીના જીવનની એકાગ્રતા અને એમની ઈશ્વરશ્રદ્ધા જોઈને હું આશ્ચર્યચકિત થાઉં છું. શું ગાંધીજી કોઈ વાર ભાવના આવેશમાં આવી જાય છે? દિવસમાં કોઈ વખત તે ધ્યાન કરે છે?' મેં કહ્યું, 'ના.' ભક્તિ કે ધ્યાનનાં એ કોઈ બાહ્ય ચિહ્ન ન હોવા છતાં પણ ગાંધીજી મોટા ભક્ત છે અને યોગી છે, એ વસ્તુ સ્વામીજી માટે એક સમસ્યા થઈ પડી. ગાંધીજીના જીવનમાં એવી કેટલીયે સમસ્યાઓ છે. એમાંથી અનેક સમસ્યાઓ ઉકેલવાનો આ પુસ્તકમાં સફળ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

એક ઉદાહરણ લઈએ. શું અહિંસાથી બધી વસ્તુઓની રક્ષા થઈ શકે? ઘણી વાર આ પ્રશ્ન ઉઠાવવામાં આવે છે. કેવી સુંદર ભાષામાં બિરલાજીએ એ પ્રશ્નનો ઉત્તર આપ્યો છે!—

'ધનસંપત્તિ, માલમિલકત ઇત્યાદિની રક્ષા અહિંસાથી થઈ શકે? થઈ શકે અને ન પણ થઈ શકે. જે લોકો પોતાના ઉપયોગ માટે અર્થ-સંગ્રહ કરીને બેઠા છે, તેઓ અહિંસા-

નીતિના અધિકારી થાય એવો સંભવ નથી. અહિંસા એ કાયરતાનું બીજું નામ ન હોય તો પછી, સાચી અહિંસા એ છે કે જે પોતાના સ્વાર્થ માટે અર્થ-સંગ્રહ કરવાનું નથી શીખવતી. અહિંસકને લોભ કેવો ? આથી કરીને અહિંસકને પોતાને માટે અર્થ-સંગ્રહ કરવાની કે તેનું રક્ષણ કરવાની આવશ્યકતા જ નથી હોતી. યોગક્ષેમના ઝઘડામાં અહિંસાનો પૂજારી ભાગ્યે જ પડે.

'**नियोगक्षेम आत्मवान्** — આ ધર્મ ગીતાએ અર્જુન જેવા ગૃહસ્થનો જણાવ્યો છે. એ તો સંન્યાસીનો ધર્મ છે, એમ ગીતાએ નથી કહ્યું. ગીતા સંન્યાસ નહિ, કર્મ શીખવે છે, જે ગૃહસ્થનો ધર્મ છે. અહિંસાવાદીનો શુદ્ધ ધર્મ પણ તેને યોગક્ષેમના ઝઘડાથી દૂર રહેવાનું શીખવે છે. પણ અર્થ-સંગ્રહ કરવો અને તેની રક્ષા કરવી એ 'સ્વ' અને 'પર' બંનેના લાભ માટે હોઈ શકે. જેઓ 'સ્વ'ને માટે અર્થ-સંગ્રહ કરીને બેઠા છે તેઓ અહિંસા-ધર્મને માટેની લાયકાત પ્રાપ્ત ન કરી શકે. જેઓ 'પર'ને માટે અર્થ-સંગ્રહ લઈને બેઠા છે તેઓ ગાંધીજીના શબ્દોમાં 'ટ્રસ્ટી' છે. તેઓ અનાસક્ત થઈને યોગક્ષેમનું અનુસરણ કરી શકે. તેઓ સંગ્રહ રાખવા છતાં પણ અહિંસાવાદી છે, કારણ કે તેમને સંગ્રહમાં કશો રાગ નથી. ધર્મ માટે જે સંગ્રહ છે તે ધર્મને માટે અનાયાસે છોડી પણ શકાય છે, અને એના રક્ષણનો પ્રશ્ન હોય તો તે તો ધર્મથી જ કરી શકાય, પાપથી નહિ. આથી ઊલટું, જેઓ સંગ્રહમાં આસક્ત છે તેઓ અહિંસાત્મક હોઈ ન શકે, અને તેમના સંબંધમાં અહિંસાથી ધનની રક્ષાનો પ્રશ્ન પણ બંધબેસતો નથી. પણ એવા લોકો હોવાનો સંભવ છે

ખરો કે જેઓ પૂર્ણતઃ અહિંસાત્મક હોય, જેઓ બધી રીતે લાયક હોય, અને જેમને કોઈના સંગ્રહની રક્ષા કરવાનો ધર્મ લાગે તો પોતાની આત્મશક્તિથી તેની રક્ષા પણ કરી શકે.

'પણ અહિંસક અને હિંસક માર્ગની વચ્ચે કંઈ તુલના છે જ નહિ એ કદી ન ભૂલવું જોઈએ. બંનેનું લક્ષ જ જુદું જુદું છે. ભલે સફળતા ક્ષણિક હોય, પરંતુ જે કામ હિંસાથી સફળતાપૂર્વક થઈ શકે તે અહિંસાથી થઈ જ ન શકે. દાખલા તરીકે, આપણે અહિંસાત્મક સાધનોથી સામ્રાજ્ય ન ફેલાવી શકીએ, કોઈનો દેશ ન લૂંટી શકીએ. ઇટાલીએ એબિસિનિયામાં જે પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું, એ તો હિંસાત્મક સાધનો દ્વારા જ થઈ શકે.

'એનો અર્થ એ છે કે, અહિંસાથી આપણે ધર્મની રક્ષા કરી શકીએ, પાપની નહિ; અને સંગ્રહ જો પાપનું બીજું નામ હોય તો સંગ્રહની પણ રક્ષા અહિંસાથી ન થઈ શકે. અહિંસા માટે જેમને રુચિ છે તેઓ પાપની રક્ષા કરવા ઇચ્છે જ કેમ ? અહિંસાનું આ મર્યાદિત ક્ષેત્ર આપણે જો હૃદયમાં ઉતારીએ, તો એથી ઘણી શંકાઓનું સમાધાન પોતાની મેળે થઈ જશે. વાત એમ છે કે, આપણે જે ચીજની રક્ષા કરવા માગીએ તે જો ધર્મ હોય, તો તો અહિંસાત્મક રીતોથી વિરોધીનો આપણે સફળ સામનો કરી શકીએ; જો એ ચીજ પાપ હોય, તો આપણે પોતે જ તે છોડી દેવી જોઈએ, એટલે પછી પ્રતિકારનો પ્રશ્ન જ નથી રહેતો.

'પણ ત્યાર પછીયે 'ધર્મ શું છે, અધર્મ શું છે ?' એનો નિર્ણય કરવાનું આપણે માટે બાકી રહે છે. પણ ધર્માધર્મના ઝઘડામાં સત્યના અનુયાયીને ક્યાં મુશ્કેલી પડી છે ?

'जिन खोजा तिन पाइयाँ गहरे पानी पैठ;
मैं बौरी ढूंढन गई रही किनारे बैठ ।'

'મૂળ વાત તો એમ છે કે, આપણે ધર્મની નહિ પણ પાપની રક્ષા કરવા માગીએ છીએ, અને અહિંસાથી પાપની રક્ષા થઈ શકતી નથી, એટલે અહિંસાના પ્રભાવમાં આપણને શંકા થાય છે અને અનેક તર્કવિતર્કો પછી ઊઠે છે.'

આમ જેટલા પ્રશ્ન બિરલાજીએ ઉઠાવ્યા છે તે બધાની ચર્ચા સૂક્ષ્મ અવલોકન અને ચિંતનથી ભરેલી છે. એમના ધર્મચિંતન અને ધર્મગ્રંથોના અધ્યયનનો તો મને જરાય ખ્યાલ નહોતો. આ પુસ્તકથી એનો પૂરતો પરિચય મળે છે. ગીતાના કેટલાક શ્લોકો જે એમણે ક્યાંક ક્યાંક ટાંક્યા છે, એમનું રહસ્ય ખોલવામાં એમણે કેટલી મૌલિકતા બતાવી છે!

બિરલાજીની કરકસરિયા અને સોંસરી ઊતરી જનારી શૈલીનાં તો આપણને ઠેકઠેકાણે પ્રમાણો મળે છે. 'ખરું જોતાં તો શુદ્ધ માણસ પોતે જ શસ્ત્ર છે અને પોતે જ તેનો ચલાવનાર છે.' 'ગંદા કપડાની ગંદકી આપણે સાચવવા માગતા હોઈએ તો પાણી અને સાબુની શી જરૂર? તેમાં તો કીચડની જરૂર છે.' 'બીજી વસ્તુઓની પેઠે આકાશવાણી પણ અધિકારી જ સાંભળી શકે: સૂર્યનું પ્રતિબિંબ અરીસામાં પડે. પથ્થર પર ન પડે.' 'સરકારે આપણને શાંતિ આપી, રક્ષણ આપ્યું, પરતંત્રતા આપી; પ્રતિનિધિઓ પણ એ જ શા માટે નિયુક્ત ન કરે?' 'સૂરજને પૂછો કે તે ઠંડીમ દક્ષિણાયનના અને ગરમીમાં ઉત્તરાયણના કેમ થાય છે, તો તેનો કશો ઘટતો ઉત્તર મળશે? ઠંડી ગરમી દક્ષિણાયન–ઉત્તરાયણને કારણે થાય છે, દક્ષિણાયન–ઉત્તરાયણ ઠંડીગરમીને કારણે થતાં નથી.

ગાંધીજીની દલીલો પણ એવી જ છે. એ દલીલો નિર્ણયને કારણે થાય છે, નિર્ણય દલીલોથી થતો નથી.'

છેલ્લી તુલના કેટલી મનોહર, મૌલિક અને અર્થપૂર્ણ છે? ગાંધીજીના જીવનનાં કેટલાંયે કાર્યો પર આથી કેટલો પ્રકાશ પડે છે?

ગાંધીજીની આત્મકથા તો આપણે બધાંયે વાંચી છે, પણ એના કેટલાક ભાગ પર શ્રી. ઘનશ્યામદાસજીએ જેવું ભાષ્ય કર્યું છે એવું આપણામાંથી ભાગ્યે જ કોઈ કરતું હશે. ગાંધીજીને મારવા માટે દક્ષિણ આફ્રિકામાં ગોરાઓનું ટોળું તૂટી પડે છે, મુશ્કેલીથી ગાંધીજી એમાંથી બચી જાય છે. એ દૃશ્યનો વિચાર કરતાં જ બિરલાજીને દિલ્હીના લક્ષ્મીનારાયણ મંદિરના ઉદ્ઘાટન સમયનું ટોળું યાદ આવે છે, અને બંને દૃશ્યોનો સુંદર સમન્વય કરીને તેઓ પોતાની વાતનું સમર્થન કરે છે.

ગાંધીજીના જીવનના અનેક પ્રસંગો લઈ તેમની ઊંડી છણાવટ કરીને, એમના ઉપવાસ, એમની ઈશ્વરશ્રદ્ધા, એમનો સત્યાગ્રહ આદિ અનેક પ્રશ્નો ઉપર એમણે બહુ સુંદર પ્રકાશ પાડ્યો છે.

એમની સમજ, એમની દૃષ્ટિ એટલી સાચી છે કે કોઈ કોઈ ઠેકાણે એમનું સ્પષ્ટીકરણ ગાંધીજીના સ્પષ્ટીકરણની યાદ આપે છે. આ પુસ્તક તો ત્રણેક મહિના પહેલાં લખાયું હતું, પરંતુ તે વખતે એમણે અહિંસક સેનાપતિ અને અહિંસક સેના વિષે જે કંઈ લખ્યું હતું તે જાણે કે હમણાં થોડા દિવસ પહેલાં ગાંધીજીએ 'હરિજન'માં લખ્યું હતું એવું જ છે. 'સમાજના દરેક માણસ અહિંસક થશે એવી અપેક્ષા નથી

રાખવામાં આવતી. પણ જ્યાં હિંસક ફોજના બળ પર શાન્તિ અને સામ્રાજ્યનો પાયો ચણવામાં આવે છે ત્યાં પણ દરેક જણ યુદ્ધકળામાં નિપુણ હોય એવી આશા રાખવામાં આવતી નથી. કરોડોની વસ્તીવાળા દેશની રક્ષા માટે થોડા લાખ માણસ પૂરતા મનાય છે; સોએ એક માણસ સિપાઈ હોય તો પૂરતો મનાય છે. અને એ સિપાઈઓમાંથી પણ જે ઉપરી સેનાપતિ હોય છે તેમની જ નિપુણતા પર બધો વહેવાર ચાલે છે.

'આજે ઇંગ્લંડમાં લશ્કરના સંચાલનમાં દક્ષ મનાતા હોય એવા નિપુણ સેનાપતિઓ કેટલા છે? દસવીસ હશે. પણ બાકીની જે લાખોની ફોજ છે તેની પાસે તો એટલી જ આશા રાખવામાં આવે છે કે, તેનામાં પોતાના અમલદારોની આજ્ઞા ઉઠાવતાં મરવાની શક્તિ હશે. આ જ ઉદાહરણને આધારે આપણે એક અહિંસક ફોજની પણ કલ્પના કરી શકીએ. અહિંસાત્મક ફોજના જે સેનાપતિઓ હોય તેઓમાં પૂર્ણ આત્મશુદ્ધિ હોય; જેઓ અનુયાયી હોય તેઓ શ્રદ્ધાળુ હોય; અને ભલે એમનામાં એટલો સૂક્ષ્મ વિવેક ન હોય, પણ એમનામાં સત્ય-અહિંસા માટે મરવાની શક્તિ હોય. આટલું હોય તો પૂરતું છે.'

આખું પુસ્તક બિરલાજીની તલસ્પર્શી પરીક્ષણ-શક્તિના સુંદર નમૂનો છે. કેવળ એક જગ્યાએ મને લાગ્યું છે કે, એમણે જેટલા ઊંડા ઊતરવું જોઈએ એટલા એ નથી ઊતર્યા. અહિંસાની સમીક્ષા કરતાં તેમણે એક અબાધ્ય સત્યનું પ્રતિપાદન કર્યું છે — અનાસક્ત થઈને, રાગદ્વેષરહિત થઈને, જનહિતને માટે કરેલી હિંસા અહિંસા છે. આ અબાધ્ય સત્ય ગીતામાં તો છે જ. પણ એ પરથી બિરલાજીએ જે અનુમાન તારવ્યું

છે તે ગાંધીજી ભાગ્યે જ સ્વીકારે. બિરલાજી કહે છે, 'ગાંધીજી પોતે જીવનમુક્ત દશામાં ભલે અહિંસાત્મક હિંસા પણ કરી શકે, જેમકે વાછડાનો વધ. પણ સામાન્ય માણસ તો એ નથી કરી શકતો.' આ વિષે હું બે શબ્દો કહેવા માગું છું.

વાછડાની હિંસા જીવનમુક્ત દશામાં કરાયેલી હિંસાનું ઉદાહરણ છે જ નહિ. થોડા દિવસ પહેલાં સેવાગ્રામમાં એક હડકાયું શિયાળ આવ્યું હતું. એને મારવાની ગાંધીજીએ આજ્ઞા આપી હતી અને એને મારનારા કંઈ અનાસક્ત, જીવનમુક્ત નહોતા. એ હિંસા, ખેતીવાડીમાં જેમ જંતુઓ વગેરેની હિંસા આવશ્યક અને અનિવાર્ય થઈ પડે છે, તેમ આવશ્યક અને અનિવાર્ય હતી. હિંસાના પણ અનેક પ્રકાર છે. વાછડાની હિંસા બીજી જાતની છે. ઘોડદોડમાં જે ઘોડાનો પગ ભાંગી જાય અથવા એને એવું વાગે કે જેનો ઉપચાર ન થઈ શકે અને ઘોડાને જીવવું એ એક યાતના થઈ જાય, તે ઘોડાને અંગ્રેજ લોકો મારી નાંખે છે. તેઓ પ્રેમથી, અદ્વેષથી મારે છે; પણ એ મારનારા અનાસક્ત કે જીવનમુક્ત નથી હોતા. ગીતાએ જે હિંસા વિહિત કહી છે તે હિંસા અલૌકિક પુરુષ જ કરી શકે—રામ, કૃષ્ણ કરી શકે. પણ ત્યાં રામ અને કૃષ્ણ ગાંધીજીના અભિપ્રાય પ્રમાણે ઈશ્વરવાચક છે. ગાંધીજી પોતાને જીવનમુક્ત માનતા નથી અને બીજા કોઈને ય સંપૂર્ણ જીવનમુક્ત માનવા તૈયાર પણ નથી. સંપૂર્ણ જીવનમુક્ત ઈશ્વર જ છે, અને ગાંધીજીની દૃઢ માન્યતા છે કે, 'हत्वाऽपि स इमाँल्लोकान्न हंति न निबध्यते' એ વચનો પણ ઈશ્વરને જ લાગુ પડે છે. આથી તેઓ કહે છે: મનુષ્ય ચાહે એટલો મોટો હોય, ગમે તેટલો શુદ્ધ હોય, છતાં તે ઈશ્વરનું પદ ન

લઈ શકે, અને વ્યાપક જનહિતને માટે પણ એને હિંસા કરવાનો અધિકાર નથી. આ નિર્ણયમાંથી સત્યાગ્રહ અને ઉપવાસની ઉત્પત્તિ થઈ.

આ એક જગા સિવાય આ પુસ્તકમાં બીજી કોઈ જગ્યાએ મને કંઈ પણ ખટક્યું નથી; બલકે આખું વિવેચન એટલું તલસ્પર્શી અને આખું દર્શન એટલું દોષરહિત લાગ્યું છે કે, હું પુસ્તકને પ્રૂફના રૂપમાં જ બે વાર વાંચી ગયો અને બીજી કેટલીયે વાર વાંચું તોપણ મને થાક ન લાગે. મને આશા છે કે બીજા વાચકોને પણ એમ જ થશે અને મારી પેઠે બીજાઓને પણ આ પુસ્તકનું વાચન શાંતિપ્રદ અને ચેતનાપ્રદ લાગશે.

સેવાગ્રામ
૮–૯–'૪૦

**મહાદેવ દેસાઈ**

# ચિત્રસૂચિ

# ૧

ગાંધીજીનો જન્મ ઈ. સ. ૧૮૬૯ના ઑકટોબરમાં થયો. આ હિસાબે તેમણે ઇકોતેર વરસ પૂરાં કર્યાં. અનંત કાળના અપરિમિત ગર્ભમાં ઇકોતેર શું અને ઇકોતેર સો શું! અથાગ સાગરના જળમાં રહેલા એક બુંદની ગણના ભલે થઈ શકે, પણ અનંત કાળના ઉદરમાં વસેલાં ઇકોતેર વરસની શી વિસાત? છતાં એ ખરું છે કે, ભારતવર્ષના આ યુગના ઇતિહાસમાં આ ઇકોતેર વરસનું જેટલું મહત્ત્વ છે એટલું બીજા કશાનું ભાગ્યે જ હશે.

અત્યારે ભારતવર્ષમાં એક નવી જાતના માનસિક આંદોલનનું જોર છે, એક નવા પ્રકારની જાગૃતિ છે; એક નવા અનુભવમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ. આપણે ત્યાં ધાર્મિક વિપ્લવ ઘણા થયા છે, પણ રાજનીતિનો પોશાક પહેરીને ધર્મ પોતાની સત્તા કેવી રીતે જમાવવા માગે છે, એ આ દેશને માટે એક નવો અનુભવ છે. એનું પરિણામ શું આવશે એ તો ભવિષ્ય જ કહેશે. પરંતુ આજે આખી દુનિયા અસ્ત્રશસ્ત્રોની મારક ગર્જનાથી ત્રાસી રહી છે; વિજ્ઞાન નિત્ય નવી નવી વિનાશકારી શોધખોળો કરવામાં મશગૂલ છે — એવી વિનાશકારી કે જે ક્ષણવારમાં એક પળ પહેલાંની ભરીભાદરી ફૂલવાડીને બાળીને સ્મશાન બનાવી દે! સ્વદેશ અને સ્વદેશભક્તિને નામે લોહીની નદીઓ વહેવડાવવી એ ગૌરવની વાત મનાય છે; સત્યાનાશ

વાળે એવાં કામો દ્વારા માનવધર્મને સિંહાસન પર સ્થાપવાનાં સુખસ્વપ્ન સેવાય છે. એવા અંધકારમાં ગાંધીજીનો પ્રવેશ આશાના એક શીતળ કિરણ સમાન છે, જે કિરણ, ભગવાન ચાહે તો, એક પ્રચંડ જીવનદાયી તેજમાં પરિણત થઈને જગતમાં ફરી શાંતિ સ્થાપી શકે એવું છે.

પણ આ તો હું આશાના પ્રવાહમાં ખેંચાવા લાગ્યો!

તોપણ એટલું તો શુદ્ધ સત્ય જ છે કે, ગાંધીજીને લીધે આ દેશમાં એક પ્રકારનાં આશા, ઉત્સાહ, ઉમંગ, અને જીવનનો એક નવો ઢંગ પેદા થયાં છે, અને એ બધું હજારો વરસના પ્રમાદ પછી એક તદ્દન નવી વસ્તુ છે.

કોઈ એક મહાપુરુષની બીજા મહાપુરુષની સાથે તુલના કરવી એ એક મુશ્કેલ કામ છે. અને દરેક યુગમાં ગાંધી પાકે છે પણ ક્યાં? આપણી પાસે, જેને સાચા અર્થમાં ઇતિહાસ કહી શકાય એવો પ્રાચીન ઇતિહાસ પણ નથી કે જે વડે આપણે ગણતરી કરીએ કે કેટલા હજાર વરસોમાં કેટલા ગાંધી પેદા થયા. રામ-કૃષ્ણ ભલે દેહધારી જીવ થઈ ગયા હોય, પણ કવિએ મનુષ્યજીવનના વર્તુલમાંથી બહાર કાઢીને તેમને એક અલૌકિક રૂપ આપી દીધું છે. કવિ તો કવિ જ રહ્યો, એટલે એણે આપેલું અલૌકિક સ્વરૂપ પણ અપૂર્ણ છે. એવા સ્વરૂપના વિવરણને માટે તો કવિ અલૌકિક, કલમ અલૌકિક અને ભાષા પણ અલૌકિક જ જોઈએ. પણ તોયે કવિની આ કૃતિને કારણે રામ-કૃષ્ણને માનવી ગજથી માપવાનું મુશ્કેલ થઈ ગયું છે.

આથી ઊલટું, પુષ્કળ પ્રયત્ન કરવા છતાં પણ કવિ બુદ્ધની ઐતિહાસિકતા અને માનવી જીવન નાબૂદ ન કરી શક્યો,

આથી દુનિયાના ઐતિહાસિક મહાપુરુષોમાં બુદ્ધે એક અત્યંત ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યું. પણ કળિયુગમાં એક જ બુદ્ધ થયા છે અને એક જ ગાંધી. બુદ્ધે પોતાના જીવનકાળમાં એક દીવો પ્રગટાવ્યો, અને એમના મૃત્યુ પછી તેણે પોતાના પ્રચંડ તેજથી આખા એશિયા ખંડમાં પ્રકાશ ફેલાવી દીધો. ગાંધીજીએ પોતાના જીવનકાળમાં એનાથી કેટલીય વધારે પ્રખર જ્યોત પ્રદીપ્ત કરી અને વખત આવતાં કદાચ તે દુનિયાભરને પ્રકાશિત કરી દે.

ગાંધીજીએ પોતાના જીવનકાળમાં જેટલો યશ મેળવ્યો, જેટલી ખ્યાતિ પ્રાપ્ત કરી, અને તેઓએ જેટલી લોકપ્રિયતા મેળવી એટલી ભાગ્યે જ કોઈ ઐતિહાસિક પુરુષે મેળવી હશે. આવા પુરુષ વિષે લખી લખીને કોઈ કેટલુંક લખે? ઇકોતેર વરસનું ક્રમબદ્ધ જીવન ભાગ્યે જ સફળતાપૂર્વક લખી શકાય. અને વળી ગાંધીજીને પૂરા ઓળખે છે પણ કોણ?

"सम्यक् जानाति वै कृष्णः किंचित् पार्थो धनुर्धरः।"*

એ જેમ ગીતાની બાબતમાં કહેવાયું છે તેમ ગાંધીજીની બાબતમાં એમ કહી શકાય કે એમને સારી રીતે તો તેઓ પોતે જ જાણે છે, અને કંઈક અંશે મહાદેવ દેસાઈ.

---

* એક કૃષ્ણ બરોબર જાણે છે, ને કાંઈક ધનુર્ધર પાર્થ.

# ૨

મેં ગાંધીજીને પહેલવહેલા જોયા ૧૯૧૪ના અંતમાં કે ૧૯૧૫ની શરૂઆતમાં. શિયાળાની ઋતુ હતી. લંડનથી ગાંધીજી સ્વદેશ પાછા આવ્યા હતા અને કલકત્તે આવવાના હતા. કર્મવીર ગાંધી કલકત્તે આવે છે એમ સાંભળતાં જાહેર કાર્યકર્તાઓનાં દિલમાં ઉત્સાહ ઊભરાઈ આવ્યો.

એ દિવસોનું જાહેર જીવન કંઈક જુદી જ જાતનું હતું. છાપાંમાં લેખ લખવા, વ્યાખ્યાન આપવાં, નેતાઓનું સ્વાગત કરવું, અને પોતે પણ સ્વાગતની લાલસાનો વ્યૂહ રચવો — લગભગ આટલામાં જ જાહેરજીવન પરિમિત હતું.

તે દિવસોમાં હું યુવાવસ્થામાં પ્રવેશ જ કરતો હતો — તેવામાં મને વીસ વર્ષ પૂરાં જ થતાં હતાં. આગળ આવવાની ઇચ્છા હું પણ રાખતો હતો. મેળામાં સ્વયંસેવક બનીને ભીડમાં લોકોને સાચવવા, રેલસંકટ અથવા દુકાળથી પીડિત લોકોની સેવા માટે રાહતનાં કેન્દ્ર ખોલવાં, ફાળા ઉઘરાવવા અને આપવા, નેતાઓનું સ્વાગત કરવું, એમનાં વ્યાખ્યાનોમાં હાજરી આપવી — આ તે દિવસોમાં જાહેર જીવનમાં રસ લેનાર યુવાનોના કર્તવ્યની સીમા હતી. એમની કેળવણી આ જ સીમામાં શરૂ થતી. મારી પણ આ જ સીમા હતી અને એની અંદર રસ અને ઉત્સાહપૂર્વક હું ઘૂમતો હતો.

નેતાઓ આ સીમાની બહાર હતા. એમને માટે કોઈ નિયમ, નિયંત્રણ કે બંધારણ નહોતાં. જુસ્સાદાર ભાષણો આપવાં, ફાળાની માગણી કરવી, એ એમનું કામ હતું. સ્વાગત સ્વીકારવું એ એમનો અધિકાર હતો. એનો અર્થ એ નથી કે, તેઓ અકર્મણ્ય હતા અથવા તો કર્તવ્ય-મૂઢ હતા. વાત એમ હતી કે આ સિવાય એમની પાસે કોઈ કાર્યક્રમ જ નહોતો, કે નહોતી કશી કલ્પના. લોકો પણ એમની પાસે આથી વધારેની આશા નહોતા રાખતા. નેતાઓ હતા પણ થોડા; એટલે એમનું બજાર તેજીમાં હતું. અનુયાયીઓ ભક્તિભાવથી પૂજન-અર્ચન કરતા, જે નેતાઓ વિના સંકોચે ગ્રહણ કરતા હતા.

એ વખતના નેતાઓની ટીકા કરતાં કવિ અકબરે લખ્યું હતું :

"क़ौम के ग़म में डिनर खाते हैं हुक्काम के साथ,
रंज लीडर को बहुत है, मगर आराम के साथ ।"*

આ કડીઓમાં કવિ અકબરે અવશ્ય ઘોડા અને ગધેડાને એક ચાબુકથી હાંકવાની કોશિશ કરી છે; પણ એમાં તદ્દન અત્યુક્તિ છે એમ પણ ન કહેવું જોઈએ : જો કેટલાક નેતાઓને તેથી તેમણે અન્યાય કર્યો, તો ઘણાઓને માટે એમણે યથાર્થ વસ્તુ પણ કહી દીધી.

ગાંધીવાદના આવ્યા પછી તો માપવાનો ગજ કંઈ જુદો જ બની ગયો. નેતાઓને લોકો દૂરદર્શક અને સૂક્ષ્મદર્શક યંત્રોથી જોતા થઈ ગયા. એક બાજુ ચારિત્ર્યની પૂછપરછ

---

* દેશની ચિંતામાં નેતાઓ અધિકારીઓ સાથે ખાણાં લે છે. એમને દુઃખ તો બહુ છે, પણ એ આરામ સાથે.

વધી ગઈ, તો એની સાથે સાથે બીજી બાજુ ઢોંગ પણ વધ્યા; સ્વાર્થમાં વૃદ્ધિ થઈ, પરંતુ ત્યાગ પણ વધ્યો. શાંત સરોવરમાં ગાંધીવાદના રવૈયાએ પાણીને વલોવી નાખ્યું. એમાંથી અમૃત પણ નીકળ્યું અને વિષ પણ નીકળ્યું. એમાંથી દેવાસુર સંગ્રામ પણ નીકળ્યો. ગાંધીજીએ, કોણ જાણે, કેટલીયે વાર, વિષના કડવા ઘૂંટડા પીધા અને શિવની પેઠે નીલકંઠ બન્યા. સંગ્રામ હજી ચાલુ જ છે અને આખરે દેવોનો વિજય અવશ્ય થશે, એવી આશા રાખીને લોકો બેઠા છે.

પણ હું જે સમયની વાત કરી રહ્યો છું એ વખતે આ કશું નહોતું. સરોવરનું જળ શાન્ત હતું. ઉષાની લાલિમા શાન્ત ભાવે ગગનમાં હયાત હતી, પણ સૂર્યોદય હજી નહોતો થયો. પુનર્જન્મની તૈયારી હતી; પણ કાં તો નવા જન્મ પહેલાંના મૃત્યુની નીરવતા હતી અથવા પ્રસવવેદના પછીની સુષુપ્તિની શાંતિ હતી. ન તો નેતાઓને ઢોંગ માટે આત્મગ્લાનિ હતી, ન તો અનુયાયીઓ આ વસ્તુને એવી બૂરી નજરથી જોતા.

આવા સમયમાં ગાંધીજી આફ્રિકાથી લંડન થઈને સ્વદેશ પાછા ફર્યા અને આખા હિંદુસ્તાનનો પ્રવાસ શરૂ કર્યો. કલકત્તામાં પણ એને જ અંગે એમના આગમનની તૈયારી હતી.

મને યાદ આવે છે કે ગાંધીજીના પ્રથમ દર્શને મારામાં સારી પેઠે કૌતૂહલ પેદા કર્યું. એક સાદું સફેદ અંગરખું, ધોતિયું, માથે કાઠિયાવાડી ફેંટો, અડવાણા પગ, આ એમનો પોશાક હતો. અમે લોકોએ બહુ ધામધૂમથી એમનું સ્વાગત કર્યું; એમની ગાડી હાથે ખેંચીને એમનું સરઘસ કાઢ્યું. પણ સ્વાગતમાંયે એમની ઢબ અનોખી જ હતી. હું એમની ગાડી પાછળ સાઈસની જગ્યાએ ઊભો રહીને, ઘાંટા પાડીને 'કર્મવીર

ગાંધીની જય' પોકારતો હતો. ગાંધીજીની પાસે બેઠેલા તેમના સાથીએ મને કહ્યું: "'उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत' (ઊઠો, જાગૃત થાઓ અને શ્રેષ્ઠ પુરુષો પાસે જઈને સમજી લો) એમ પોકારો; ગાંધીજી એથી પ્રસન્ન થશે." મેં પણ મારો બોલ બદલી નાખ્યો.

પણ ગાંધીજીને આ બધી વસ્તુઓમાં કંઈ રસ નહોતો એમ જણાતું હતું. એમના વ્યાખ્યાનમાં પણ એક જાતની નીરસતા હતી. નહોતો એમાં જુસ્સો, નહોતી કંઈ અસાધારણતા કે નહોતી એમાં ઉપદેશ દેવાની વ્યાસ-વૃત્તિ. અવાજમાં નહોતો આરોહ કે નહોતો અવરોહ; બસ એક જ રાગ અને એક જ સૂર. પણ આ નીરસતા નીચે દબાયેલી એક ચમક હતી, જે શ્રોતાઓ પર છાપ પાડતી હતી.

મને યાદ આવે છે કે કલકત્તામાં તેમણે જેટલાં વ્યાખ્યાન આપ્યાં—ઘણું કરીને કુલ પાંચ વ્યાખ્યાન આપ્યાં હશે—તે બધાં ઘણું કરીને હિંદી ભાષામાં આપ્યાં. બધાં જ વ્યાખ્યાનોમાં તેમણે ધરાઈને ગોખલેની પ્રશંસા કરી, તેમને એમણે પોતાના રાજનૈતિક ગુરુ કહ્યા; અને એ પણ કહ્યું કે, શ્રી. ગોખલેજીની આજ્ઞા છે કે હું એક વરસ દેશમાં ભ્રમણ કરું, અનુભવ પ્રાપ્ત કરું, અને ત્યાર પછી જાહેર જીવનમાં પ્રવેશ કરું. એટલે જ્યાં સુધી મને સારી રીતે અનુભવ ન થાય ત્યાં સુધી હું કોઈ વિષય પર મારો પાકો અભિપ્રાય બાંધી દેવા માગતો નથી. નવજુવાનોને ગોખલેની પદ્ધતિ નાપસંદ હતી, કારણ કે તેઓ જુસ્સાની નહિ પણ ડહાપણની વાત કરતા હતા, જે તે સમયના નવજુવાનોની કેળવણી સાથે ઓછો મેળ ખાતી હતી. લોકમાન્ય લોકોના આરાધ્ય દેવ અને ગોખલે ઉપહાસ્ય દેવ હતા. આથી

અમને બધા નવજુવાનોને, ગાંધીજીએ ફરી ફરીને ગોખલેને પોતાના રાજનૈતિક ગુરુ જણાવ્યા, એ ખટક્યું.

આમ છતાં, ગાંધીજીની ઊઠવા બેસવાની ઢબ, એમનું સાદું ભોજન, સાદી રહેણીકરણી, નમ્રતા, ઓછું બોલવું, આ બધી વસ્તુઓએ અમને એક મોહિનીમાં નાખી દીધા. આ નવા નેતા વિષે અમે લોકો કંઈ પણ પામી શક્યા નહિ.

એ દિવસોમાં મેં ગાંધીજીને પૂછ્યું, 'કોઈ જાહેર પ્રશ્ન પર આપની સાથે પત્રવહેવાર થઈ શકે?' તેમણે કહ્યું, 'હા.' મને વિશ્વાસ ન પડ્યો કે કોઈ પત્રનો ઉત્તર એક નેતા આટલો જલદી આપી શકે, અને એ પણ મારા જેવા એક અજાણ્યા સાધારણ નવજુવાનને. પણ એની પરીક્ષા મેં થોડા જ દિવસો પછી કરી લીધી. જવાબમાં તરત એક પોસ્ટકાર્ડ આવ્યું, જેમાં પૈસાની બચત તો હતી જ પણ ભાષાનીયે પૂરતી બચત હતી.

કોણ જાણે કેટલા નવજુવાનો પર ગાંધીજીએ આ રીતે છાપ પાડી હશે, કેટલાને મૂંઝવણમાં નાખ્યા હશે, કેટલાને માટે તેઓ કૌતૂહલની સામગ્રી બન્યા હશે! પણ ૧૯૧૫માં જેમ તેઓ લોકો માટે એક કોયડો હતા તેમ જ આજે પણ છે.

# ૩

૧૯૩૨ના સત્યાગ્રહની સમાપ્તિ પછી, ઘણું કરીને ૧૯૩૪ની વાત છે: લૉર્ડ વિલિંગ્ડન પર મેં દબાણ કર્યું કે, આપ આ રીતે ગાંધીજીથી દૂર ન ભાગો, એમને મળો, એમને સમજવાનો પ્રયત્ન કરો, એમાં જ ભારત અને ઇંગ્લંડ બંનેનું કલ્યાણ છે. પણ વાઇસરૉય પર એની કંઈ અસર ન થઈ. એમને ભય હતો કે, ગાંધીજી ક્યાંક તેમને ફસાવી તો ન દે! તે માનતા હતા કે ગાંધીજીનો વિશ્વાસ ન કરી શકાય. મને ખબર છે કે, હિન્દી વજીરે પણ વાઇસરૉય પર, ગાંધીજી સાથે મેળાપ રાખવા દબાણ કર્યું હતું; પણ એ બધું નિષ્ફળ ગયું હતું. મળવા કરવાનો સંબંધ અર્વિનના ગયા પછી જે તૂટયો તે લિનલિથગોના આવતા સુધી સંધાઈ ન શક્યો.

મારી સમજ પ્રમાણે, જે ગાંધીજી પર નિર્ભય થઈને વિશ્વાસ રાખી શકાય, એમના પર વાઇસરૉય વિલિંગ્ડનનો વિશ્વાસ નહોતો! વાઇસરૉયે કહ્યું, ‘એ એટલા ચતુર છે, બોલવામાં એટલા મીઠા છે, એમના શબ્દો એટલા દ્વિઅર્થી હોય છે કે, જ્યાં સુધી હું એમના શબ્દપાશમાં ફસાઈ ન જાઉં ત્યાં સુધી મને ખબર પણ ન પડે કે હું ફસાઈ ગયો છું. એટલે મારે માટે નિર્ભય માર્ગ તો એ જ છે કે હું એમને ન મળું, એમનાથી દૂર જ રહું.’ ગાંધીજીને વિષે કોઈના આવા વિચાર પણ હોઈ શકે એ મારે માટે આશ્ચર્યની વાત

હતી. પણ પાછળથી માલૂમ પડ્યું કે, આ વર્ગમાં વાઇસરૉય એકલા જ નહોતા, બીજા પણ કેટલાયે લોકોને એવી શંકા રહી છે.

અમેરિકાના એક પ્રતિષ્ઠિત ગ્રંથકાર શ્રી. ગંથરે ગાંધીજી વિષે લખ્યું છે:

'મહાત્મા ગાંધીમાં ઈસુખ્રિસ્ત, ચાણક્ય અને બાપુનું અદ્ભુત સંમિશ્રણ છે. બુદ્ધ પછી એ સૌથી મહાન વ્યક્તિ છે. એમનાથી અધિક આંટીઘૂંટીવાળા પુરુષની કલ્પના પણ નથી કરી શકાતી. એ એક એવી વ્યક્તિ છે જે કોઈ રીતે પકડમાં ન આવી શકે. આ કંઈ હું અનાદર-ભાવથી નથી કહેતો. એકી સાથે મહાત્મા, રાજનીતિજ્ઞ, અવતાર અને પ્રતાપી અવસરવાદી હોવું, એ માનવી નિયમોનો અપવાદ અથવા અવજ્ઞા છે. એમની અસંગતિઓનો તો જરા ખ્યાલ કરો! એક તરફ તો એમનો અહિંસા અને અસહકારમાં દૃઢ વિશ્વાસ અને બીજી તરફ ઇંગ્લંડને યુદ્ધમાં સહાયતા આપવી! એમણે નૈતિક દૃષ્ટિએ કેદખાનામાં ઉપવાસ કર્યા પણ એ ઉપવાસ જ એમની જેલમુક્તિનું સાધન પણ બન્યા, જોકે એમને આ પરિણામનું કંઈ પ્રયોજન નહોતું. ભલે નાની મોટી વિગતો વિષે કંઈ આમતેમ થઈ જાય, પરંતુ સિદ્ધાંતથી તેઓ કદી ચળતા નથી એ જ્યાં સુધી તમે ન સમજો ત્યાં સુધી તેમની અસંગતિઓ ખૂબ ખટકે છે. ઇંગ્લંડ સાથે અસહકાર કરવા છતાં આજે ઇંગ્લંડનો ગાંધીજીથી મોટો કોઈ મિત્ર નથી. આધુનિક વિજ્ઞાન તરફ તેમને સૂગ જેવું છે, પણ તેઓ થર્મોમીટરનો ઉપયોગ કરે છે અને ચશ્માં પહેરે છે. તેઓ હિન્દુ-મુસ્લિમ-ઐક્ય ઇચ્છે છે, પણ એમનો પુત્ર થોડા દિવસ

માટે ધર્મ-પરિવર્તન કરીને મુસલમાન બની ગયો હતો તેથી તેમને આઘાત થયેલો. મહાસભાના એ પ્રાણ છે, એની કરોડ છે, એની આંખો છે, એના હાથપગ છે; પણ મહાસભાના પોતે ચાર આનાના સભાસદ પણ નથી! દરેક ચીજને તેઓ ધાર્મિક દૃષ્ટિએ જુએ છે, પણ એમનો ધર્મ શો છે એનું વિવેચન કરવું મુશ્કેલ છે. આથી બીજો કોયડો શો હોઈ શકે? છતાં સત્ય એ છે કે ગાંધીજી એક મહાન વ્યક્તિ છે. એમનું જીવન શુદ્ધ શૌર્યની પ્રતિમા છે.'

ગાંધીજી પરસ્પર વિરુદ્ધધર્મી ગુણોનું એક ખાસું સંમિશ્રણ છે, એમાં કંઈ શક નથી. તેઓ 'वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि' (વજ્રથી પણ કઠોર અને પુષ્પથી પણ કોમળ) છે. અત્યંત સરળ છતાં અત્યંત દૃઢ, અતિશય કંજૂસ, પણ અતિશય ઉદાર છે. એમના વિશ્વાસની કંઈ સીમા નથી, પણ મેં એમને કવખતે અવિશ્વાસ કરતાં પણ જોયા છે. ગાંધીજી એક કુરૂપ વ્યક્તિ છે, અને એમનાં શરીર, આંખો અને દરેક અવયવમાંથી દૈવી સૌંદર્ય અને તેજની આભા ટપકે છે! એમના મુક્ત-હાસ્યે કોણ જાણે કેટલાને મોહિત કરી દીધા હશે. એમની બોલવાની રીત સીધીસાદી હોય છે, પણ એમાં કંઈક એવી મોહિની હોય છે કે જે પી પીને હજારો પ્રમત્ત થઈ ગયા!

ગાંધીજીને શબ્દોથી વર્ણવવા એ અઘરું કામ છે. કોઈ પૂછે કે કઈ ચીજે ગાંધીજીને મહાત્મા બનાવ્યા, તો એનું વિસ્તારપૂર્વક વર્ણન કરવા છતાં કદાચ સફળતા ન મળે. વાત એમ છે કે, પહેલાં મેં કહ્યું છે તેમ, ગાંધીજીમાં એટલી પરસ્પર-વિરુદ્ધ અને સમાન વસ્તુઓનું સંમિશ્રણ છે કે એનું પૂરું

વિશ્લેષણ કરવું એ એક મુશ્કેલ કામ છે. એટલું જ કહેવું બસ છે કે, ગાંધીજી એ બધી વસ્તુઓ છે, અને એમની શક્તિએ ગાંધીજીને મહાન બનાવ્યા. ગાંધીજીને કોઈ એમના સંબંધી સાહિત્ય વાંચીને તો જાણી જ ન શકે; પાસે રહીને પણ સારી રીતે ન જાણી શકે.

ગાંધીજીનું જીવન એક વિશાળ દૈવી સરઘસ છે. ગાંધીજી સમજણા થતાં જ એ સરઘસે ચાલવા માંડ્યું અને હજી પણ એ વેગભેર ચાલ્યું જાય છે અને મૃત્યુ સુધી સતત ચાલ્યાં જ કરશે. આ સરઘસમાં કોણ જાણે કેટલાં દૃશ્ય છે અને કેટલાં અંગ છે! પણ આ બધાં દૃશ્યોનું, બધાં અંગોનું ધ્યેય એક જ છે, અને એક જ દિશામાં એ સરઘસ એક-ધૂનથી જાય છે. દરેક પળે એ સરઘસને પોતાના ધ્યેયનું જ્ઞાન છે, દરેક પળે તેને પહોંચવાનો ઉગ્ર પ્રયત્ન ચાલુ છે, અને દરેક પળે તે પોતાના ધ્યેયની નજીક પહોંચી રહ્યું છે.

કોઈએ ગાંધીજીને કેવળ 'બાપુ'ના રૂપમાં જ જોયા છે, તો કોઈએ એમને મહાત્માના રૂપમાં, કોઈએ એક રાજનૈતિક નેતાના રૂપમાં, અને કોઈએ એક બળવાખોર કે ક્રાંતિકારીના રૂપમાં.

ગાંધીજીએ સત્યની સાધના કરી છે, અહિંસાનું આચરણ કર્યું છે, બ્રહ્મચર્યનું પાલન કર્યું છે, ભગવાનની ભક્તિ કરી છે, હરિજનોનું હિત સાધ્યું છે, દરિદ્રનારાયણની પૂજા કરી છે, સ્વરાજ્ય માટે યુદ્ધ કર્યું છે, ખાદી આંદોલનને અપનાવ્યું છે, હિંદુ-મુસ્લિમ-ઐક્ય માટે અવિશ્રાંત અને અવર્ણનીય પ્રયત્ન કર્યા છે, નૈસર્ગિક ચિકિત્સાના પ્રયોગો કર્યા છે, ગોવંશના ઉદ્ધારની યોજના કરી છે, સ્વાસ્થ્ય અને અધ્યાત્મની દૃષ્ટિએ

ખોરાક વિષે શોધખોળ કરી છે. આ બધી વસ્તુઓ ગાંધીજીનાં અંગ બની ગઈ છે. આ બધી વસ્તુઓનું એકીકરણ જેમાં સમાપ્ત થાય છે એ ગાંધી છે.

'મારું જીવન સત્યની એક પ્રયોગશાળા છે. મારા આખા જીવનમાં કેવળ એક જ પ્રયત્ન રહ્યો છે અને તે મોક્ષની પ્રાપ્તિ, ઈશ્વરનું સાક્ષાત્ દર્શન. ઊંઘતાં-જાગતાં, ઊઠતાં-બેસતાં, ખાતાં-પીતાં મારી સામે એક જ ધ્યેય છે. એને જ ખાતર હું જીવું છું. મારાં વ્યાખ્યાન કે લેખ અને મારી બધી રાજનૈતિક પ્રવૃત્તિ — બધું એ જ ધ્યેયને લક્ષ્યમાં રાખીને ચાલે છે. હું ભૂલ નથી કરતો એવો મારો દાવો નથી. મેં જે કંઈ કર્યું તે નિર્દોષ જ છે એમ પણ હું નથી કહેતો. પરંતુ એક દાવો હું જરૂર કરું છું કે, મને જે સમયે જે યોગ્ય લાગ્યું તે સમયે મેં તે જ કર્યું છે. જે વખતે મને જે 'ધર્મ' લાગ્યો તેનાથી હું કદી ડગ્યો નથી. સેવા જ ધર્મ છે અને સેવામાં જ ઈશ્વરનો સાક્ષાત્કાર છે એવો મને પૂર્ણ વિશ્વાસ છે.'

ગાંધીજીનું જીવન શું છે એ પ્રશ્ન પર તેમની ઉપરોક્ત ઉક્તિ પ્રકાશ પાડે છે. એ ભારે શબ્દો છે; એક પ્રકાશ-પુંજમાં તરબોળ વ્યક્તિના મોંમાંથી જ તે નીકળી શકે, પણ —

'न त्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम् ।
कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम् ॥'*

એ કાંઈ ઓછા ભારે શબ્દો હતા?

* હું નથી રાજ્યની ઇચ્છા કરતો કે, નથી સ્વર્ગની ઇચ્છા કરતો. અરે! મોક્ષનીયે મને ઇચ્છા નથી, દુઃખથી તવાયેલાં પ્રાણીમાત્રની પીડા દૂર થાય એટલું જ હું ઇચ્છું છું.

## ૪

મેં એક વાર કુતૂહલથી ગાંધીજીને પૂછ્યું કે આપ આપના કયા કાર્ય વિષે કહી શકો કે, 'બસ, આ મારું કાર્ય મારાં બધાં કાર્યોના ફળશરૂપ છે?'

ગાંધીજી તરત એનો ઉત્તર ન આપી શક્યા. એમને એક પળ — બસ એક જ પળ — અચકાવું પડ્યું, કેમ કે તેઓ ઝટપટ કશો ઉત્તર આપી શકે એમ નહોતું. સમુદ્રને પૂછો કે, કયું એવું ખાસ પાણી છે કે જેણે તને સાગર બનાવ્યો? તો સમુદ્ર શો ઉત્તર દેશે?

ગાંધીજીએ કહ્યું, 'સૌથી મોટું કામ કહેવું હોય તો ખાદી અને હરિજન કાર્ય.'

મને આ ઉત્તર કંઈ બહુ પસંદ ન પડ્યો, તેથી મેં સૂચવ્યું, 'અને અહિંસા? શું આપની સૌથી મોટી ભેટ અહિંસા નથી?'

'હા, છે જ. પણ એ તો મારા દરેક કામમાં ઓતપ્રોત છે. પણ જો સમષ્ટિ અહિંસાથી વ્યષ્ટિ કાર્ય જુદું પાડો તો હું કહીશ — ખાદી અને હરિજન-કાર્ય, એ મારાં શ્રેષ્ઠતમ કાર્ય છે. અહિંસા તો જાણે મારી માળાના મણકાઓનો દોરો છે; મારાં બધાં કામોમાં એ ઓતપ્રોત છે.'

હરિજન-કાર્ય અત્યંત મહાન કાર્ય થયું છે એમાં કંઈ શક નથી. એમને આ ચાનક ક્યારે લાગી એ કોઈ કહી ન

શકે. પણ જ્યારે એ બાર વરસના હતા ત્યારે જ આ વિષે એમનું હૃદયમંથન શરૂ થઈ ગયું હતું. એમના ભંગીનું નામ ઉકો હતું. તે ઘરનું પાયખાનું સાફ કરવા આવતો. ગાંધીજીની માએ એમને કહ્યું, 'આને અડતો નહિ.' પણ ગાંધીજીને આ ન અડવામાં કંઈ સાર ન લાગ્યો. અસ્પૃશ્યતા અધર્મ છે એવો એમનો વિશ્વાસ વધવા લાગ્યો. એ સમયના એમના બાળપણના વિચારોથી જ જણાઈ આવે છે કે અસ્પૃશ્યતા એમને હિન્દુધર્મમાં એક અસહ્ય કલંક લાગતું હતું. જ્યારે એમને હિન્દુધર્મમાં પૂર્ણ શ્રદ્ધા નહોતી ત્યારે પણ અસ્પૃશ્યતાને કારણે એમને ખૂબ વેદના થતી. આ જ સંસ્કારોને કારણે, આજથી ચાલીસ વરસ પહેલાં રાજકોટમાં પ્લેગ ચાલ્યો અને ત્યાં એમણે લોકસેવાનો ભાર પોતા પર લીધો, ત્યારે હરિજન-વાસની તરત તપાસ કરી. એ જમાનામાં એમના સાથીઓ માટે એમનું આ કાર્ય અનોખું હતું. પણ હરિજનસેવાનાં બીજ ત્યાં સુધીમાં અંકુરિત થઈ ચૂક્યાં હતાં, જે સમય જતાં ફાલતાં જ ગયાં. એ સેવાવૃક્ષની પ્રચંડતા તો હરિજન-ઉપવાસ વખતે જ પ્રત્યક્ષ થઈ. હરિજન-ઉપવાસ કેવળ હરિજન-ઉપવાસ જ નહોતા, પણ હિન્દુ સમાજને છિન્નભિન્ન થતો બચાવવાનો એક જબરદસ્ત પ્રયત્ન હતો; અને એમાં ગાંધીજીને પૂર્ણ સફળતા મળી.

પાંચ કરોડ હરિજનોને હિન્દુ સમાજથી અલગ કરી દેવાનું એ એક ભીષણ કાવતરું હતું. આ કાવતરામાં મોટા મોટા લોકો સામેલ થયેલા હતા એની ખબર થોડા જ લોકોને હતી. ગાંધીજી એથી પરિચિત હતા. તેમણે બીજી ગોળમેજી પરિષદમાં જ પોતાના વ્યાખ્યાનમાં કહી દીધું હતું

કે હરિજનોના રક્ષણ માટે તે પોતાના પ્રાણ પાથરશે. આ મર્મસ્પર્શી આહ્વાનનો તે સમયે કોઈએ એટલો ગંભીર અર્થ ન કર્યો. પણ ગાંધીજીએ તો પોતાનો નિર્ણય તે જ વખતે કરી લીધો હતો. એટલે જ્યારે પ્રધાન મંત્રીએ પોતાનો હરિજન-નિર્ણય પ્રગટ કર્યો ત્યારે ગાંધીજીએ હરિજન-રક્ષાને માટે સાચે જ પોતાના પ્રાણ પાથર્યા. આ રીતે ગાંધીજીએ આમરણ ઉપવાસ કરીને હિન્દુ સમાજ અને હરિજનો બંનેને ઉગારી લીધા. અહિંસાત્મક શસ્ત્રનો આ પ્રયોગ બહુ સફળ નીવડ્યો. એમાં એમની કોઈ રાજનૈતિક ચાલ નહોતી, જોકે એનું રાજનૈતિક ફળ પણ એમની દૃષ્ટિથી છૂપું નહોતું. પણ એમનો ઉદ્દેશ તો કેવળ ધાર્મિક જ હતો.

'હરિજનોને આપણે બહુ સતાવ્યા છે. આપણાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરીને જ આપણે એમના ઋણમાંથી મુક્ત થઈ શકીએ.'—આ મનોવૃત્તિમાં ધર્મ અને અર્થ બંને આવી જાય છે; પણ ધર્મ મુખ્ય હતો, અર્થ ગૌણ. એની બહુ વ્યાપક અસર થઈ. હિન્દુ સમાજના ટુકડા થતા બચી ગયા. કાવતરું નિષ્ફળ થયું. જેમને આ કાવતરાની ખબર નથી તેમને હરિજન-કાર્યની મહત્તાનો ખ્યાલ આવવો મુશ્કેલ છે.

ગાંધીજીએ જે સ્થાન હરિજન-કાર્યને આપ્યું તે જ સ્થાન તેમણે ખાદીને પણ આપ્યું છે. આજે એ સમજવું જરા કઠણ છે, પણ કદાચ ફરી કોઈ વખતે એ પણ સ્પષ્ટ થઈ જશે.

'અને અહિંસા?—શું આપની સૌથી મોટી ભેટ અહિંસા નથી?' 'હા, છે. પણ એ તો મારા કામમાં ઓતપ્રોત છે. અહિંસા તો જાણે મારી માળાના મણકાનો

દોરો છે.' — આ પ્રશ્નોત્તર તો ગાંધીજીના જીવનનું સૂત્રરૂપમાં વર્ણન છે. સત્ય કહો કે અહિંસા, આ બન્ને શબ્દો ગાંધીજી માટે લગભગ પર્યાયવાચક છે. પહેલાં એ કહેતા કે ઈશ્વર સત્ય છે, હવે કહે છે કે સત્ય જ ઈશ્વર છે. જો અહિંસા એ સત્ય છે અને સત્ય એ અહિંસા છે, અને ઈશ્વર સત્ય છે અને સત્ય એ જ ઈશ્વર છે, તો એમ પણ કહી શકાય કે ઈશ્વર અહિંસા છે અને અહિંસા ઈશ્વર છે. સત્ય, અહિંસા અને ઈશ્વર — આ ત્રણેની સંપૂર્ણ પ્રાપ્તિ મનુષ્ય-જીવનમાં કદાચ અસંભવિત છે; તેથી ગાંધીજી ત્રણેને એક જ સિંહાસન પર બેસાડીને ત્રણેની એકી સાથે પૂજા કરે છે.

એટલે પરિણામ એ આવ્યું કે, પ્રાણવાયુ જેમ શરીરની બધી ક્રિયાઓને જીવન આપે છે, તેમ જ ગાંધીજીની અહિંસા એમનાં બધાં કામોનો પ્રાણ બની ગઈ છે. આ વિષય પર ગાંધીજીએ કેટલાં પ્રવચન કર્યાં હશે. કેટલા લેખ લખ્યા હશે? છતાં કેટલા એનું તાત્પર્ય સમજ્યા? અને કેટલાએ એ સમજીને હૃદયમાં ઉતાર્યું? કેટલાએ તેને આચરણમાં ઉતારવાની કોશિશ કરી? અને કેટલા સફળ થયા? અને બીજી તરફથી ગાંધીજીની અહિંસા-નીતિ વ્યંગનો પણ ઓછો શિકાર નથી બની. કુતર્કોની ખોટ નથી રહી. પરંતુ આ બધામાં એવા પ્રશ્નો પણ હોય છે કે જે શંકાશીલ લોકો સરળભાવે કેવળ સમાધાનને માટે પૂછે છે.

'અહિંસા તો સંન્યાસીનો ધર્મ છે. રાજકારણમાં અહિંસાનું શું કામ? આપણે આપણી ધનસંપત્તિની રક્ષા અહિંસા દ્વારા કેવી રીતે કરી શકીએ? શું આખો સમાજ કદી અહિંસાત્મક બની શકે? જો ન બની શકે તો પછી

થોડાક માણસો અહિંસા ધારણ કરે તેથી શું વળે — તેનું મહત્ત્વ શું ? અહિંસાનો ઉપદેશ કાયરતા વધારતો નથી ? અને ગાંધીજી પછી અહિંસાની શી ગતિ થશે ?' —

આવા આવા પ્રશ્નો રોજ પુછાય છે. ગાંધીજી ઉત્તર પણ આપે છે, છતાં પ્રશ્નો ચાલુ જ છે. કારણ કે જો આપણે કેવળ જિજ્ઞાસા જ કરતા રહીએ અને આચરણનો પ્રયત્ન પણ ન કરીએ, તો પછી શંકાનું સમાધાન પણ શું થઈ શકે ? સાકરનો સ્વાદ પણ આખરે ખાવાથી જ જણાય છે.

'હા, અહિંસા તો સંન્યાસીનો ધર્મ છે. રાજકારણમાં તો હિંસા, છળ-કપટ બધું વિહિત છે. આપણે નિઃશસ્ત્ર થઈને આતતાયીનો મુકાબલો કરીએ તો તે આપણને દબાવી દેશે, આપણી હાર થશે અને આતતાયી જીતશે. 'आततायी वधार्हः' (આતતાયી વધને પાત્ર છે.) 'आततायिनमायांतं हन्यादेवाविचारयन्' (વગર વિચાર્યે, આતતાયીને આવતો જ મારવો.) આ શાસ્ત્રોનાં વચન છે.

'अग्निदो गरदश्चैव शस्त्रपाणिः धनापहः ।
क्षेत्रदारहरश्चैव षडेते आततायिनः ॥ '*

આ બધા કુકર્મીઓ આતતાયી છે. એમને મારવા જ જોઈએ. આપણે આતતાયીને શિક્ષા નહિ કરીએ તો દુનિયામાં જુલમ વધશે, સંત પુરુષોનાં કષ્ટ વધશે, અધર્મની વૃદ્ધિ અને ધર્મનો હ્રાસ થશે.' —

* આગ મૂકનાર, ઝેર દેનાર, શસ્ત્ર ધારણ કરનાર, ધન લઈ જનાર, જમીન અને સ્ત્રીનું હરણ કરનાર — આ છ આતતાયી છે.

આવી દલીલો રોજ આપણી સામે આવે છે. પણ આશ્ચર્ય તો એ છે કે, આવા તાર્કિકો કોઈ રાજા મહારાજા કે રાજદ્વારી પુરુષો હોય છે એમ નથી. ન્યાયાધીશનો શો ધર્મ છે તેની ચર્ચા રસ્તે જનાર માણસો ક્વચિત જ કરતા સંભળાય છે. ત્યારે રસ્તે જતા માણસો પોતાને રાજકારણના અધિકારી કેમ માની લે છે? ન્યાયાધીશ કોઈને ફાંસીની સજા કરી શકે, એટલે શું રસ્તે જનાર બધા માણસો ફાંસીની સજા કરવાના અધિકારી હોઈ શકે? કોઈ તાર્કિક તર્ક કરતા પહેલાં પોતાને આવો પ્રશ્ન પૂછતો નથી. અને આપણા વિરોધી જ આતતાયી છે, આપણે તો શિક્ષા કરવાના જ અધિકારી છીએ, એમ પણ આપણે સહેજે કેમ માની લઈએ છીએ? આતતાયી આપણે જ હોઈએ તો શું!

હિટલર કહે છે, ચર્ચિલ આતતાયી છે. ચર્ચિલ કહે છે, હિટલર આતતાયી છે. પરસ્પરનો આ આરોપ આવેશપૂર્વક ચાલુ છે. હવે, બંને પોતાને શિક્ષા કરવાના અધિકારી માને છે, એવી સ્થિતિમાં નિર્ણય તો તટસ્થ પુરુષ જ કરી શકે. પરંતુ તટસ્થ માણસની વાત જો બંને સ્વીકારે તો પછી દંડ દેવા લેવાનો સવાલ જ નથી રહેતો.

વાત તો એમ છે કે, ઘણુંખરું આપણે આપણી હિંસાવૃત્તિનું પોષણ કરવા માટે જ પ્રમાણનો આધાર શોધીએ છીએ. ‘आततायिनमायांतं हन्यादेवाविचारयन्’નો ઉપયોગ આપણા વિપક્ષીને માટે જ આપણે કરીએ છીએ. એમ તો કોઈ નથી કહેતું કે હું આતતાયી છું તેથી મારો વધ કરો. એમ કોઈ કહે તો તો તર્કમાં જીવ આવે. પણ ‘मो सम कौन कुटिल खल कामी’—એમ તો સુરદાસે જ કહ્યું. આપણે

વિરોધીના દુર્ગુણોને ગણનામાં ન લઈએ અને આપણા દોષો અંતરમાં વધારે જાગ્રત થઈને જોઈએ, તો દુનિયાનું બધું પાપ અદૃશ્ય થઈ જાય.

ધનસંપત્તિ, માલમિલકત ઇત્યાદિની રક્ષા અહિંસાથી થઈ શકે? થઈ શકે અને ન પણ થઈ શકે. જે લોકો પોતાના ઉપયોગ માટે અર્થસંગ્રહ કરીને બેઠા છે, તેઓ અહિંસા–નીતિના અધિકારી થાય એવો સંભવ નથી. અહિંસા કાયરતાનું બીજું નામ ન હોય તો પછી સાચી અહિંસા એ છે કે જે પોતાના સ્વાર્થ માટે અર્થસંગ્રહ કરવાનું નથી શીખવતી. અહિંસકને લોભ કેવો? આથી કરીને અહિંસકને પોતાને માટે અર્થસંગ્રહ કરવાની કે તેનું રક્ષણ કરવાની આવશ્યકતા જ નથી હોતી. યોગ-ક્ષેમના ઝઘડામાં અહિંસાનો પૂજારી ભાગ્યે જ પડે.

'निर्योगक्षेम आत्मवान्' (આત્મવાન યોગ અને ક્ષેમથી રહિત હોય છે,)— આ ધર્મ ગીતાએ અર્જુન જેવા ગૃહસ્થનો જણાવ્યો છે. એ તો સંન્યાસીનો ધર્મ છે, એમ ગીતાએ નથી કહ્યું. ગીતા સંન્યાસ નહિ, કર્મ શીખવે છે, જે ગૃહસ્થનો ધર્મ છે. અહિંસાવાદીનો શુદ્ધ ધર્મ પણ તેને યોગ-ક્ષેમના ઝઘડાથી દૂર રહેવાનું શીખવે છે. પણ અર્થસંગ્રહ કરવો અને તેની રક્ષા કરવી એ 'સ્વ' અને 'પર' બંનેના લાભ માટે હોઈ શકે. જેઓ 'સ્વ'ને માટે અર્થસંગ્રહ કરીને બેઠા છે તેઓ અહિંસાધર્મને માટેની લાયકાત પ્રાપ્ત ન કરી શકે. જેઓ 'પર'ને માટે અર્થસંગ્રહ લઈને બેઠા છે તેઓ ગાંધીજીના શબ્દોમાં 'ટ્રસ્ટી' છે. તેઓ અનાસક્ત થઈને યોગ-ક્ષેમનું અનુસરણ કરી શકે. તેઓ સંગ્રહ રાખવા છતાં

પણ અહિંસાવાદી છે, કારણ કે તેમને સંગ્રહમાં કશો રાગ નથી. ધર્મને જ માટે જે સંગ્રહ છે તે ધર્મને માટે અનાયાસે છોડી પણ શકાય છે, અને એના રક્ષણનો પ્રશ્ન હોય તો તે તો ધર્મથી જ કરી શકાય, પાપથી નહિ. આથી ઊલટું, જેઓ સંગ્રહમાં આસક્ત છે તેઓ અહિંસાત્મક હોઈ ન શકે, અને તેમના સંબંધમાં અહિંસાથી ધનની રક્ષાનો પ્રશ્ન પણ બંધબેસતો નથી. પણ એવા લોકો હોવાનો સંભવ છે ખરો કે જેઓ પૂર્ણતઃ અહિંસાત્મક હોય, જેઓ બધી રીતે લાયક હોય, અને જેમને કોઈના સંગ્રહની રક્ષા કરવી એ ધર્મ લાગે, તો પોતાની આત્મશક્તિથી તેની રક્ષા પણ કરી શકે.

પણ અહિંસક અને હિંસક માર્ગની વચ્ચે કંઈ તુલના છે જ નહિ, એ કદી ન ભૂલવું જોઈએ. બંનેનું લક્ષ્ય જ જુદું જુદું છે. ભલે સફળતા ક્ષણિક હો, પરંતુ જે કામ હિંસાથી સફળતાપૂર્વક થઈ શકે તે અહિંસાથી થઈ જ ન શકે. દાખલા તરીકે, આપણે અહિંસાત્મક સાધનોથી સામ્રાજ્ય ન ફેલાવી શકીએ. કોઈનો દેશ ન લૂંટી શકીએ. ઇટલીએ એબીસીનિયામાં જે પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું, એ તો હિંસાત્મક સાધનો દ્વારા જ થઈ શકે.

એનો અર્થ એ છે કે અહિંસાથી આપણે ધર્મની રક્ષા કરી શકીએ, પાપની નહિ; અને સંગ્રહ જો પાપનું બીજું નામ હોય તો સંગ્રહની પણ રક્ષા અહિંસાથી ન થઈ શકે. અહિંસા માટે જેમને રુચિ છે તેઓ પાપની રક્ષા કરવા ઇચ્છે જ કેમ? અહિંસાનું આ મર્યાદિત ક્ષેત્ર આપણે જો હૃદયમાં ઉતારીએ તો એથી ઘણી શંકાઓનું સમાધાન પોતાની મેળે થઈ જશે. વાત એમ છે કે આપણે જે ચીજની રક્ષા

કરવા માગીએ તે જો ધર્મ હોય, તો તો અહિંસાત્મક રીતોથી વિરોધીનો આપણે સફળ સામનો કરી શકીએ. જો એ ચીજ પાપ હોય તો આપણે પોતે જ તે છોડી દેવી જોઈએ, એટલે પછી પ્રતિકારનો પ્રશ્ન જ નથી રહેતો.

પણ ત્યાર પછીયે 'ધર્મ શું છે, અધર્મ શું છે?' એનો નિર્ણય કરવાનું આપણે માટે બાકી રહે છે. પણ ધર્માધર્મના નિર્ણયમાં સત્યના અનુયાયીને ક્યાં મુશ્કેલી પડી છે?

'जिन खोजा तिन पाइयाँ गहरे पानी पैठ;
मैं बौरी ढूँढन गई रही किनारे बैठ।'

મૂળ વાત તો એમ છે કે, આપણે ધર્મની નહિ પણ પાપની રક્ષા કરવા માગીએ છીએ, અને અહિંસાથી પાપની રક્ષા થઈ શકતી નથી, એટલે અહિંસાના પ્રભાવમાં આપણને શંકા થાય છે અને અનેક તર્કવિતર્કો પછી ઊઠે છે.

રાજનીતિમાં અહિંસાના પ્રવેશથી ગૂંચવણ વધી ગઈ છે એનું કારણ એ છે કે, આપણે આપણી સામે રાજનીતિનું જે ચિત્ર દોર્યું છે તે યુરોપની રાજનીતિનું છે: પ્રજાકીય અભિમાન, જુદી જુદી પ્રજાઓમાં પરસ્પર વેરભાવ, બીજા દેશોને દબાવી લેવાનો લોભ, બીજાઓના નાશથી જ આપણો ઉત્કર્ષ થઈ શકે એવો ભ્રમ, એનાથી દોરાઈને સીમાની મોરચાબંધી કરવી અને તરેહ તરેહનાં મારક-દાહક શસ્ત્રાસ્ત્રોનું ઉત્પાદન વધારવું. બહારના દેશો તરફ જે વલણ રાખવામાં આવે તે જ વલણ ઘરની અંદર પણ છે. આ સ્થિતિમાં આપણું શસ્ત્ર અહિંસા હોય કે હિંસા, એનો નિર્ણય કર્યા પહેલાં એ નિર્ણય કરવો પડશે કે, આપણે ગમે તો વ્યક્તિને માટે કે સમાજને માટે, શુદ્ધ ધર્મના માર્ગનું જ અનુસરણ કરવું છે કે પાપના

માર્ગનું, આપણી રાજનીતિ આપણે માનવતાના વિસ્તૃત પાયા પર રચવા માગીએ છીએ કે થોડાક લોકોના સંકુચિત સ્વાર્થની દીવાલ પર? પછી ભલે પેલા થોડા લોકો આપણા કુટુંબના હોય, પ્રાન્તના હોય કે દેશના હોય.

યુરોપમાં એવા કેટલાયે સાચા ત્યાગી લોકો છે, જે પોતાના અંગત જીવનમાં કેવળ સત્યનો જ વહેવાર કરે છે, પણ જ્યાં સ્વદેશનાં હાનિ-લાભનો પ્રશ્ન ઊઠે છે ત્યાં સત્ય, ઈમાનદારી, ભલમનસાઈ—બધી વસ્તુઓને તિલાંજલિ આપતાં અચકાતા નથી. તેઓ જો અહિંસા પાળવા માગતા હોય તો તેમને માટે એક જ માર્ગ છે—પાપવૃત્તિનો ત્યાગ, પછી ભલે એ પાપવૃત્તિ પોતાના અંગત સ્વાર્થને માટે હોય કે સ્વદેશને માટે. એમને માટે સ્વદેશની કોઈ સીમા નથી.

'अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥'*

ઈશ્વરની આખી સૃષ્ટિ એમને માટે સ્વદેશ છે. દૈવી સંપદની સ્થાપના અને આસુરી સંપદનો હ્રાસ, એ એમનું ધ્યેય છે.

ગાંધીજી તેથી જ આત્મશુદ્ધિ પર ફરી ફરીને ભાર મૂકે છે. અને એ યોગ્ય પણ છે; કારણ કે અહિંસા-શસ્ત્રનું સંચાલન બહારની વસ્તુઓ પર નહિ, અંદરની વસ્તુઓ પર અવલંબિત છે. ફૂટેલી બંદૂકમાં ગોળી ભરીને ચલાવો તો તે કદી નિશાન

---

* આ મારું કે પરાયું, એવી ગણના તો નાના મનના માણસો કરે. ઉદાર દિલના લોક માટે તો વસુધા જ કુટુંબ છે.

સુધી જઈ શકે ? એ જ રીતે જે માણસ શુદ્ધ હૃદયવાળો નથી, દૈવી સંપદવાળો નથી, તે અહિંસાનું શસ્ત્ર શું ઉઠાવશે ? ખરું જોતાં તો શુદ્ધ માણસ પોતે જ શસ્ત્ર છે અને પોતે જ તેનો ચલાવનાર છે. જો માણસમાં આત્મશુદ્ધિ ન હોય, તે આસુરી સંપદવાળો હોય, તો તેની સ્થિતિ ફૂટેલી બંદૂક જેવી છે. એને માટે અહિંસાનો કંઈ અર્થ નથી. અહિંસકમાં જ અહિંસા રહી શકે છે. અહિંસા ધારણ કર્યા પહેલાં માણસે અહિંસક બનવાનું છે. અને અહિંસકનો સંકુચિત અર્થ પણ કરીએ તો તે એ છે કે. ન્યાયપૂર્વક ચાલનારો નાગરિક.

'શું આખો સમાજ અહિંસાત્મક થઈ શકે ? જો ન થઈ શકે તો પછી એનું વ્યાવહારિક મહત્ત્વ શું ?' — આમ પણ પૂછવામાં આવે છે. પણ ગાંધીજી ક્યાં એવી આશા રાખે છે કે, આખો સમાજ હિંસાનો પૂરેપૂરો ત્યાગ કરી દેશે ? એમની વ્યૂહરચનાનો પાયો એ છે જ નહિ કે, આખો સમાજ અહિંસા-ધર્મનું પાલન કરવા મંડી પડે. તેઓ એવી આશા અવશ્ય રાખે છે કે, સમાજનું એક મોટું અંગ કાંઈ નહિ તોય હિંસાની પૂજા કરવાનું તો છોડી જ દે; પછી ભલે તે આચરણમાં પૂર્ણ અહિંસાવાદી ન પણ થઈ શકે.

સમાજનો દરેક માણસ અહિંસક થશે એવી અપેક્ષા નથી રાખવામાં આવતી. પણ જ્યાં હિંસક ફોજના બળ પર શાંતિ અને સામ્રાજ્યનો પાયો ચણવામાં આવે છે, ત્યાં પણ દરેક જણ યુદ્ધકળામાં નિપુણ હોય એવી આશા રાખવામાં આવતી નથી. કરોડોની વસ્તીવાળા દેશની રક્ષા માટે થોડા લાખ માણસ પૂરતા મનાય છે: સોએ એક માણસ સિપાઈ હોય તો પૂરતો મનાય છે. અને એ સિપાઈઓમાંથી પણ

જે ઉપરી સેનાપતિ હોય છે તેમની જ નિપુણતા પર બધો વહેવાર ચાલે છે.

આજે ઇંગ્લંડમાં લશ્કરના સંચાલનમાં દક્ષ મનાતા હોય એવા નિપુણ સેનાપતિઓ કેટલા છે? દસ વીસ હશે. પણ બાકીની જે લાખોની ફોજ છે તેની પાસે તો એટલી જ આશા રાખવામાં આવે છે કે, તેનામાં પોતાના અમલદારોની આજ્ઞા ઉઠાવતાં મરવાની શક્તિ હોય. આ જ ઉદાહરણને આધારે આપણે એક અહિંસક ફોજની પણ કલ્પના કરી શકીએ. અહિંસાત્મક ફોજના જે સેનાપતિઓ હોય તેઓમાં પૂર્ણ આત્મશુદ્ધિ હોય; જેઓ અનુયાયી હોય તેઓ શ્રદ્ધાળુ હોય, અને ભલે એમનામાં એટલો સૂક્ષ્મ વિવેક ન હોય, પણ એમનામાં સત્ય-અહિંસા માટે મરવાની શક્તિ હોય. આટલું હોય તો પૂરતું છે. આ હિસાબે અહિંસાત્મક ફોજ બિલકુલ અવ્યાવહારિક વસ્તુ સાબિત નથી થતી.

હા, આપણી મહત્ત્વાકાંક્ષા જો સામ્રાજ્ય ફેલાવવાની હોય, આપણી નજર બીજાની સંપત્તિ પર ચોંટી હોય, ભૂખ્યા પડોશીઓ પ્રત્યે આપણને કંઈ સહાનુભૂતિ ન હોય, આપણે આપણા જ સ્વાર્થમાં મશગૂલ રહીને ભોગોની પાછળ પડેલા હોઈએ અથવા આપણા જ ભોગોને સુરક્ષિત રાખવા માગતા હોઈએ, તો અહિંસાને માટે કોઈ સ્થાન નથી.

ગંદા કપડાની ગંદકી આપણે સાચવવા માગતા હોઈએ તો પાણી અને સાબુની શી જરૂર? તેમાં તો કીચડની જરૂર છે. ગંદકી રોગ પેદા કરે છે, મૃત્યુને સમીપ લાવે છે, એ આપણે જાણીએ છીએ. છતાં જો આપણે ગંદકી સાચવવા માગતા હોઈએ તો આપણે દયાને પાત્ર છીએ. અહિંસા

પોષવા માગનાર માણસ આપણને આપણી ભૂલથી બચાવવાનો પ્રયત્ન કરશે, પણ આપણી ગંદકીને તે કદી નહિ પોષે. પછી ભલે આપણે એના સ્વદેશવાસી જ નહિ, એનું સંતાન જ હોઈએ.

ગાંધીજીએ અહિંસાને રાજનીતિમાં જાણીબૂજીને દાખલ કરી છે, કારણ કે રાજનીતિમાં અધર્મ વિહિત છે એમ માનીને આપણે આત્મવંચના કરતા હતા. આપણે મૂંઝવણમાં પડી ગયા છીએ તેનું કારણ એ છે કે, આપણે ગંદકીનું પોષણ કરવા માગતા હતા, ત્યાં ગાંધીજીએ આપણને પાણી અને સાબુ આપ્યાં છે. આપણને આશ્ચર્ય થાય છે કે, પાણી અને સાબુથી ગંદકીની રક્ષા કેમ થાય! અને એ આશ્ચર્ય સાચું છે, કારણ કે ગંદકીની રક્ષા કોઈ પણ સ્થિતિમાં નહિ થાય. બસ, આ જ મૂંઝવણ છે, આ જ કોયડો છે, અને આ જ જાણવામાં શંકાનું સમાધાન છે.

અહિંસા કહો, સત્ય કહો અથવા મોક્ષ પણ કહો, એ એવી વસ્તુઓ નથી કે જ્યાં સુધી તેમની સંપૂર્ણ પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી તે નકામી છે. ખરું જોતાં જીવનમાં આ વસ્તુઓની સંપૂર્ણ પ્રાપ્તિ અસંભવિત છે. એટલું જ કહી શકાય કે, '**अधिकस्य अधिकं फलम्**' (વધારેનું ફળ વધારે,) અને '**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्**' (જરાક જેટલું પણ ધર્મપાલન મહાન ભયમાંથી બચાવે છે.) એટલે, બંદૂકની ગોળી દુશ્મનને વાગી તો સફળ, નહિ તો નકામી, એમ નથી. અહીં તો હાર જેવી કોઈ ચીજ જ નથી; જેટલી આત્મશુદ્ધિ થઈ તેટલું ફળ જ છે.

ગાંધીજી સત્ય અને અહિંસાનો ઉપદેશ કરીને બીજી રીતે જોતાં લોકોને સારા નાગરિક બનવાનો ઉપદેશ કરે છે. તેઓ કહે છે: 'અતિશય તૃષ્ણા ત્યાગો;' કારણ કે

સ્વાર્થવશ થઈને કરેલા અતિશય સંગ્રહની રક્ષા અહિંસાથી, એટલે કે ધર્મથી, ન થઈ શકે. અધર્મથી એની રક્ષા કરવાનો કાર્યક્રમ ઘડશો તો પછી અધર્મની જ વૃદ્ધિ થશે. આથી તેઓ કહે છે: 'અતિશય તૃષ્ણા છોડો, પડોશીની સેવા કરતાં શીખો, વહેવારમાં સચ્ચાઈ શીખો, સહિષ્ણુ બનો, ઈશ્વરમાં વિશ્વાસ રાખો. લોભવશ થઈને કોઈ પર આક્રમણ ન કરો. કોઈ દુષ્ટતાથી આક્રમણ કરે તો વગર માર્યે મરતાં શીખો. કાયરતા અને અહિંસા એક વસ્તુ નથી. શૌર્યની આત્યંતિકતાનું જ બીજું નામ અહિંસા છે. ક્ષમા બળવાન જ આપી શકે, એટલે અત્યંત શૂર બનો. અત્યંત શૂર બનવા માટે જે ગુણોની જરૂર છે તેમની વૃદ્ધિ કરો, અને શૂર બનીને ક્ષમા કરો. આટલું કરી શકો અને ઈશ્વરમાં શ્રદ્ધા હોય તો નિર્ભય થઈને ફરો.'

ગાંધીજીના જીવનકાળ પછી અહિંસા ફાલશે? ગાંધીજીના જીવનકાળ પછી અહિંસાની પ્રગતિ થશે કે વિગતિ?

બુદ્ધ અને ઈસુખ્રિસ્તના ઉપદેશને તેમના જીવનકાળમાં જેટલું બળ ન મળ્યું તેટલું તેમના મૃત્યુ પછી મળ્યું. એ સાચું છે કે, એમના જીવન પછી એમના ઉપદેશનો ભૌતિક દેહ તો પુષ્ટ થતો ગયો, પણ આધ્યાત્મિક દેહ દુર્બળ બનતો ગયો. તો પછી શું એમ કહી શકાય કે બુદ્ધનો ઉપદેશ આજે નષ્ટ થઈ ગયો છે અથવા ઈસુખ્રિસ્તનો પ્રભાવ નાશ પામ્યો છે? વરસાદ આવે છે ત્યારે બધે પાણી જ પાણી નજરે પડે છે. શરદઋતુમાં એ બધું સુકાઈ જાય છે ત્યારે શું આપણે એમ કહીશું કે વરસાદનો પ્રભાવ નષ્ટ થઈ ગયો? વાત તો એમ છે કે, શરદઋતુમાં ધાન્યના ઢગલાઓથી ભરેલાં ખળાં વરસાદના માહાત્મ્યની જ જાહેરાત કરે છે. વરસાદનું પાણી ખેતરોની માટીમાં જરૂર

સુકાઈ ગયું, પણ એ જ પાણી અનાજના દાણામાં પ્રવેશ કરીને જીવતું છે. ખેતરોમાં પાણી પડી રહેત તો ગંદકી ફેલાવત; કીચડ, મચ્છર, દુર્ગંધ અને વિષ પેદા કરત. અનાજમાં પ્રવેશ કરીને તેણે અમૃત પેદા કર્યું.

મહાપુરુષોનો ઉપદેશ પણ આ જ રીતે સુપાત્રોનાં હૃદયમાં પ્રવેશ કરીને સ્થાયી અમૃત બની જાય છે. ઘઉંના દાણાને પૂછો કે વરસાદનું પાણી ક્યાં છે? તો તે કહેશે કે તે પાણી તેના શરીરમાં જીવિત છે. એ જ રીતે સત્પુરુષોના જીવનનું ફળ પણ સુપાત્રોનાં હૃદયમાં અમર છે. ગાંધીજીનું જીવન અહર્નિશ કામ કરી રહ્યું છે. એમના મૃત્યુ પછી પણ એ અમર રહેશે. એક દિવસ વાત કરતાં તેમણે કહ્યું: 'મારા મૃત્યુ પછી અહિંસાનો નાશ થઈ જાય તો મારામાં અહિંસા હતી જ નહિ એમ માનવું જોઈએ.' આ સાચી વાત છે. કેમકે ધર્મનો નાશ કેવી રીતે થઈ શકે?

પણ આ જમાનામાં તો હિંસામાં શ્રદ્ધા રાખનારાઓની પણ આંખો ઊઘડવા માંડી છે. પ્રથમ એબીસીનિયાનું પતન થયું. પછી ધીરે ધીરે એક પછી એક દેશો પડતા ગયા. પણ જર્મનીએ લડાઈ શરૂ કરી ત્યારથી તો મોટી હિંસા સામે નાની હિંસા એવી નિર્બળ પુરવાર થઈ કે જાણે પોલાદની ગોળી આગળ કાચની હાંડી! પોલેન્ડ ગયું; ફિનલેન્ડ ગયું; નૉર્વે, બેલ્જિયમ, હૉલેન્ડ અને પછી ફ્રાન્સ. બધાં વાતવાતમાં નષ્ટ થઈ ગયાં અને તેઓના મરવા પડેલાં ત્યાં સ્મશાન થઈ ગયું. એક ડેન્માર્ક નષ્ટ થયું ખરું, પણ ત્યાં સ્મશાન ન થયું.

હવે, પ્રશ્ન એ ઊઠે છે કે, આ દેશોના લોકો કોઈને માર્યા વગર મરવા તૈયાર થાત તો એમની સ્થિતિ આજની

સ્થિતિ કરતાં કંઈક સારી ન હોત ? આજે તો એમનો દેહ અને આત્મા બંને મરી ગયાં. તેઓ કોઈને માર્યા વગર મરવા તૈયાર થાત તો એમનો દેશ એમના હાથમાંથી કદાચ છીનવી લેવાત, પણ તેમનો આત્મા આજે છે તે કરતાં ઘણો સ્વતંત્ર હોત એવો સંભવ છે; અને દેશ પણ કદાચ નયે છીનવી લેવાત. આજે તો છીનવી લેવાયો જ. એ લોકો અહિંસાથી લડયા હોત તો એમની એ અનુપમ અહિંસાનો જર્મની પર સો ગણો સારો પ્રભાવ પડત.

'अक्रोधेन जयेत् क्रोधम्' (ક્રોધને અક્રોધથી જીતવો જોઈએ.) આ વાક્ય નિરર્થક નથી. આ યુરોપની 'યાદવી' આખરે છે શું ? એ વધી ગયેલા લોભનો જ્વાળામુખી છે. એ ભડભડ બળતી આગથી યુરોપના બધા દેશોને ભસ્મ કરી દેવા માગે છે. આવા અગ્નિના વરસાદમાં અહિંસા જરૂર પાણીના વરસાદની ગરજ સારત. ગમે તેમ તોય એટલું તો સાબિત જ થઈ ગયું કે, હિંસા પણ સ્વતંત્રતાની રક્ષા ન કરી શકી. બેલ્જિયમ, ફ્રાન્સ અને ઇંગ્લંડની એકઠી થયેલી શક્તિ બેલ્જિયમને ન બચાવી શકી. આમ બન્યા પછી કોઈ કહે કે, 'ભાઈ, હિંસાની અજમાયશ થઈ ગઈ. હવે અહિંસા, કે જે અત્યંત શૌર્યનું બીજું નામ છે, તેને જાગ્રત કરો અને એના વડે યુદ્ધ કરતાં શીખો,' તો એને કોણ પાગલ કહી શકે ? કેમકે અહિંસાનો ઉપદેશક બીજી રીતે જોતાં આટલું જ કહે છે, 'પાપ છોડો, જે ચીજ જેની છે તેને આપી દો.

'तेन त्यक्तेन भुंजीथा मा गृधः कस्यस्विद्धनम्' (ત્યાગથી ભોગવ. કોઈના ધનનો લોભ ન કર.) ધર્મથી ચાલો, કેમકે પાપ ખાઈ જશે. ધર્મ જ રક્ષા કરી શકે છે. ન ડરો, ન ડરાવો.'

ધર્મ ધારણ કરવાનો અર્થ જ સ્વાર્થનો સંયમ છે. અને સ્વાર્થ આજના ભીષણ સંગ્રામનું મૂળ છે. એટલે ધર્મ ધારણ કર્યા પછી સંગ્રામ ક્યાં રહ્યો કે હિંસા ક્યાં રહી?

લોકો કહે છે, 'પણ આ કોઈ માની શકે?' ભલે ન માને; પણ તેથી શું એમ કહેવું જોઈએ કે પાપ કરો, ચોરી કરો, જૂઠું બોલો, વ્યભિચાર કરો? એવી દલીલ કરનારા તો ગીતાકારને પણ કહી શકે કે, 'શું આ કોઈ માની શકે?'

શૌર્યની આખરી હદનું જ બીજું નામ અહિંસા છે. કાયરતાનું નામ અહિંસા છે જ નહિ. સંપૂર્ણ નિર્ભયતામાં જ અહિંસા સંભવી શકે છે. અને જે અત્યંત શૂર છે તે જ અત્યંત નિર્ભય હોઈ શકે. અસાવધપણું અને અભય એ બે જુદી વસ્તુઓ છે. કશાના કેફ કે અમલને લઈને જેને ભયનું ભાન જ નથી, તે નિર્ભય કેમ થવાનો? પણ સામે ભય ઉપસ્થિત હોવા છતાં જે નિર્ભય છે, એ જ પરમશૂર છે, એ જ અહિંસાવાદી છે.

એક હૃષ્ટપુષ્ટ પિતાને કોઈ નાદાન બાળક ક્રોધમાં આવીને તમાચો ચોડી જાય છે ત્યારે પિતાને નથી ક્રોધ ચઢતો, નથી બદલામાં તમાચો ચોડવાની હિંસાવૃત્તિ તેનામાં જાગ્રત થતી. પણ એક હૃષ્ટપુષ્ટ માણસ એ જ રીતે તમાચો લગાવે તો ક્રોધ પણ ચઢે છે અને હિંસાવૃત્તિ પણ જાગ્રત થાય છે. આનું કારણ એ છે કે બાળકના તમાચામાં તો પિતા નિર્ભય હતા, પણ સમોવડિયાની તમાચે તેનામાં ભયનો સંચાર કર્યો. આ રીતે હિંસા અને ભયની જોડી છે: ભયના આવિર્ભાવમાં હિંસા અને ભયના અભાવમાં અહિંસા છે. હિટલર અને ચર્ચીલ બંનેને એકબીજાનો ડર છે. આ દૃષ્ટિએ, બંનેમાં

શૌર્યનો અભાવ છે. આથી બંને બાજુએ હિંસાનું સામ્રાજ્ય છે. શૌર્યની આત્યંતિકતામાં અહિંસા છે, તે જ રીતે ભયની આત્યંતિકતામાં કાયરતા છે.

એક બીજી વાત. કોઈ પ્રાણીનો ઘાતમાત્ર હિંસા નથી. એક એવા પાગલની કલ્પના આપણે કરી શકીએ કે જેના હાથમાં એક મશીનગન આવી ગઈ હોય અને એને જીવતો રહેવા દેવામાં આવે તો ગાંડપણમાં હજારો માણસનું તે ખૂન કરી નાખે. એવા માણસને મારવો એ હિંસા ન હોઈ શકે. દ્વેષરહિત થઈને સમબુદ્ધિથી લોકકલ્યાણને માટે કરેલ ઘાત પણ હિંસા ન હોઈ શકે. પોલૅન્ડના સ્વદેશરક્ષા માટેના યુદ્ધ વિષે લખતાં ગાંધીજીએ કહ્યું : 'જો પોલૅન્ડમાં અનંત સ્વાર્થત્યાગ અને શૌર્ય હશે, તો તેણે હિંસાબળે પોતાનો બચાવ કર્યો હતો એ બીનાને ઇતિહાસ ભૂલી જશે. તેની હિંસા લગભગ અહિંસામાં જ લેખાશે.'

પોલૅન્ડની હિંસા લગભગ અહિંસામાં કેમ લેખાશે એનું વિવેચન પણ ગાંધીજીએ થોડા દિવસો પહેલાં કેટલાક જિજ્ઞાસુઓ સમક્ષ એક મૌલિક રીતે કર્યું. મારો ખ્યાલ છે કે એ વિવેચન પણ સંપૂર્ણ નહોતું,—અને હોઈ શકે પણ નહિ. એક જ જાતનું કર્મ એક વખતે ધર્મ અને બીજે વખતે અધર્મ માની શકાય. અમુક કર્મ ધર્મ છે કે કેમ એનો નિર્ણય તો પોતે જ કરવાનો છે. પણ પોલૅન્ડની હિંસા પણ લગભગ અહિંસા ગણી શકાય, એ કથન ગૂંચવાડો પેદા કરી શકે; પણ એમાં અસંગતિ નથી.

આ બધા પૃથક્કરણ ઉપરથી, અહિંસાનું શુદ્ધ સ્વરૂપ અને એની વ્યાવહારિકતા સમજવામાં આપણને મુશ્કેલી ન હોવી જોઈએ.

# ૫

ગાંધીજીમાં અહિંસાવૃત્તિ ક્યારે જાગ્રત થઈ, રાજનીતિમાં, સમાજનીતિમાં અને એકબીજા સાથેના વ્યવહારમાં એનો પ્રયોગ કેવી રીતે શરૂ થયો, એના ગુણોમાં શ્રદ્ધા ક્યારે બેઠી, એ કહેવું મુશ્કેલ છે. કેટલીય વસ્તુઓ, જે આપણામાં અચાનક આવી ગઈ એમ આપણને લાગે છે, તે ખરું જોતાં ધીરે ધીરે ખીલી છે, એમ આપણે જોઈએ છીએ. ગુણોનાં બીજ આપણામાં હોય છે, એને ધીરે ધીરે અંકુર ફૂટે છે, અને પછી તે ખીલે છે. દુર્ગુણોનું પણ આમ જ છે.

આપણે જોઈએ છીએ કે, નાનપણથી જ ગાંધીજીના મનમાં સત્ય અને અહિંસાની છબીની અટળ રૂપરેખા દોરાઈ ચૂકી હતી. તદ્દન બાળપણમાં ગાંધીજી એક મિત્રની સોબતને કારણે અધર્મને ધર્મ માનીને — માંસાહાર સમાજને માટે લાભપ્રદ છે એમ માનીને – પોતે પણ માંસ ખાવા લાગ્યા. પણ એ કામ એ છાનાછપના કરતા, એટલે એ એમને ખૂંચવા લાગ્યું. એમાં અસત્ય હતું અને માંસ એમને ભાવતું પણ નહોતું. પણ એક બુરાઈમાંથી બીજી બૂરાઈ આવે છે. માંસ ખાધા પછી તમાકુ પર મન ગયું; તેને માટે પૈસા જોઈએ, તે ઘરમાંથી ચોર્યા. હવે તો એ વસ્તુ એમને અસહ્ય થઈ પડી, અને અંતે એમણે નિર્ણય કર્યો કે બધી વાત

પિતાશ્રી સમક્ષ કબૂલ કરીને તેમની પાસે ક્ષમા માગવી. ગાંધીજીને બીક હતી કે, આ જાણીને કોણ જાણે પિતાશ્રીને કેટલો આઘાત લાગશે. તોપણ એમણે એ આખો કિસ્સો પત્રમાં લખીને તે પિતાના હાથમાં મૂક્યો. પિતાએ તે વાંચ્યો અને ખૂબ રોવા લાગ્યા. ગાંધીજીને પણ રોવું આવી ગયું. પિતાનાં આ આંસુ, તેમના દિલ પર ચોટ લાગી તેનું પરિણામ હતાં કે પુત્રે સત્યનો આશ્રય લીધો એનાં આનંદાશ્રુ હતાં, એ કોણ કહી શકે? 'મારે સારુ આ અહિંસાનો પદાર્થપાઠ હતો. તે વેળા તો મને અહિંસાનું કંઈ જ્ઞાન નહોતું, પણ આજે હું એને શુદ્ધ અહિંસાને નામે ઓળખી શકું છું.' પિતાએ ક્ષમા આપી; ગાંધીજીએ આ બૂરી ચાલ્જેનો ત્યાગ કર્યો. પિતા પુત્ર બંનેનો ભાર હલકો થયો.

આ ઘટનાથી ગાંધીજીના વિચારોમાં શી શી ઊથલપાથલ થઈ એ કોઈ ન કહી શકે, પણ અહિંસાના બીજને અહીંથી જ અંકુર ફૂટ્યાં એમ લાગે છે. પણ ગાંધીજી એ સમયે તો કેવળ બાળક હતા. જ્યારે ઇંગ્લંડ જવાના થયા ત્યારે તો સમજણા થયા હતા. ત્યારે પિતાનું મૃત્યુ થઈ ચૂક્યું હતું. યુરોપ જતા પહેલાં માતા સમક્ષ પ્રતિજ્ઞા કરી હતી કે, પરદેશમાં ગમે તેવી મુશ્કેલી પડે તોપણ માંસ-મદિરાનું સેવન નહિ કરું. પણ નાતવાળાઓને એટલેથી ક્યાં સંતોષ થાય એમ હતું? તેમણે એમને જવાની મના કરી: 'ત્યાં ધર્મભ્રષ્ટ થવાનો ભય છે.'

'પણ મેં તો પ્રતિજ્ઞા લીધી છે કે હું અભક્ષ્ય ભોજન નહિ કરું.' ગાંધીજીએ કહ્યું. પણ નાતવાળાઓને કેમ સંતોષ થાય? ગાંધીજીને નાતબહાર મૂકવામાં આવ્યા.

ગાંધીજી વિલાયત ગયા; પોતાની પ્રતિજ્ઞા પર અચળ રહ્યા. પાછા ફર્યા ત્યારે જ્ઞાતિબહિષ્કાર સામે ઊભેલો હતો. 'પણ મેં નાતમાં પાછા દાખલ થવાની ઇચ્છા ન કરી; નાતના પંચ પ્રત્યે મને દ્વેષ પણ નહોતો. પંચવાળા મારા પર નારાજ હતા, પણ મેં કદી તેમને માઠું લગાડયું નથી. એટલું જ નહિ, મેં જ્ઞાતિ-બહિષ્કારના બધા નિયમોનું કડક રીતે પાલન કર્યું. અર્થાત્ મેં પોતે જ સગાંસંબંધીઓને ત્યાં ખાવાપીવાનું બંધ કરી દીધું. મારાં સાસરિયાં અને મારા બનેવી મને છૂપી રીતે ખવરાવવા પિવરાવવા ઇચ્છતા હતા. પણ એ રીત મને પસંદ નહોતી. એટલે મેં આ નિકટના સંબંધીઓને ત્યાં પાણી પીવું પણ છોડી દીધું. મારા આ વર્તનનું પરિણામ એ આવ્યું કે, જોકે નાતવાળાઓએ મને બહિષ્કૃત કર્યો પણ એમનો મારા પ્રત્યેનો પ્રેમ વધ્યો. તેઓએ મને મારાં બીજાં કાર્યોમાં ઘણી મદદ કરી. આ શુભ ફળ મારી અહિંસાનું પરિણામ હતું, એવો મને વિશ્વાસ છે.'

આફ્રિકામાં ગાંધીજીએ લગભગ વીસ વરસ ગાળ્યાં. ગયા તો હતા એક સાધારણ કામ માટે વકીલ તરીકે; પણ ત્યાં કાળા પ્રતિ ગોરાઓની ઘૃણા, એમનો જોરજુલમ એટલાં હતાં કે ગાંધીજી કેવળ સેવા માટે ત્યાં થોડા દિવસ રોકાઈ ગયા. પછી તો ત્યાંના આપણા દેશભાઈઓએ તેમને ત્યાંથી ખસવા જ ન દીધા, અને એક એક કરતાં તેમનાં એકવીસ વરસ ત્યાં વીત્યાં! આ વરસો દરમિયાન તેમને ખૂબ લડવું પડયું, પણ ત્યાં અહિંસા-શસ્ત્રમાં તેમની જે શ્રદ્ધા જામી તે અટળ થઈ ગઈ. ત્યાં તેમણે મોટા પાયા પર અહિંસાના પ્રયોગ કર્યા, તેમાં તેમને સફળતા મળી, અને જે વિરોધીઓ હતા તેમનું

હૃદય-પરિવર્તન થયું. જનરલ સ્મટ્સ, જેની સાથે એમને લડત થઈ, તે છેવટે તેમનો મિત્ર બની ગયો. બીજી ગોળમેજી પરિષદ વખતે ગાંધીજી જ્યારે લંડન ગયા ત્યારે સ્મટ્સ ત્યાં જ હતો. તેણે ગાંધીજીને કહેવડાવ્યું કે, 'મારા જોગું કોઈ કામ હોય તો વિના સંકોચે મારી પાસે કરાવજો.' ગાંધીજીએ તેવું કાંઈક સાધારણ કરાવ્યું પણ ખરું.

પણ અહિંસાત્મક ઉપાયો દ્વારા શત્રુ મિત્ર કેવી રીતે થઈ શકે, એનું જ્વલંત ઉદાહરણ ગાંધીજીની એકવીસ વરસની આફ્રિકાની તપશ્ચર્યાએ આપ્યું. ગાંધીજીએ આફ્રિકામાં અહિંસાનું સૂક્ષ્મપણે પાલન કર્યું. માર ખાધો, ગાળો ખાધી, જેલમાં સડ્યા. બધી જ યાતનાઓ સહન કરી; પણ વિરોધી પર કદી ક્રોધ ન કર્યો, ધીરજ ન ખોઈ, હિંમત ન છોડી; લડતા ગયા, પણ એ ક્રોધ છોડીને. અંતે સફળતા મળી; કારણ કે, 'अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः।' (અહિંસાની પ્રતિષ્ઠા થતાંની સાથે જ ઝેરવેર શમી જાય છે.)

આફ્રિકામાં કાળા-ગોરાનો ભેદ એટલો ઊંડો ઊતરી ગયો હતો કે કાળા લોકોને (જેમાં હિંદીઓનો પણ સમાવેશ થતો હતો) ફૂટપાથ પર ચાલવાની પણ મનાઈ હતી. રાત્રે અમુક સમય પછી ઘરમાંથી બહાર નીકળવાની પણ મનાઈ હતી. ગાંધીજીને ફરવા-કરવાની બહુ ટેવ હતી; વેળા-કવેળાએ ફરવું પણ પડતું. એક દિવસે પ્રેસિડેંટ ક્રૂગરના ઘર આગળથી તે જતા હતા ત્યારે ત્યાં ઊભેલા સંત્રીએ તેમને ઓચિંતો ધક્કો મારીને ફૂટપાથ પરથી નીચે પાડી નાખ્યા અને ઉપરથી એક લાત મારી. ગાંધીજી માર ખાઈને ચૂપચાપ ઊભા થઈ ગયા. એમને જરા પણ ક્રોધ ન ચઢ્યો. એમનો એક

ગોરો મિત્ર ત્યાં થઈને જતો હતો, તેણે આ ઘટના જોઈ અને તેને ગુસ્સો ચઢ્યો. તેણે કહ્યું, 'ગાંધી, મેં બધું નજરોનજર જોયું છે. તમે આ સિપાઈ પર કેસ કરો તો હું સાક્ષી આપીશ. મને બહુ દિલગીરી થાય છે કે તમારી ઉપર આવી રીતે હુમલો થયો.'

ગાંધીજીએ કહ્યું, 'તેમાં દિલગીરીનું કારણ નથી. સિપાઈ બિચારો શું જાણે? તેને મન કાળા એટલા કાળા જ. તે હબસીઓને પગથી ઉપરથી આમ જ ઉતારતો હશે એટલે તેણે મને પણ ધક્કો માર્યો. મેં તો નિયમ જ કર્યો છે કે, મારી જાત પર વીતે તેને સારુ મારે અદાલતે ન જ ચડવું. એટલે મારે કેસ નથી કરવો.' એટલે પેલા સંત્રીએ ગાંધીજીની ક્ષમા માગી.

પણ આવી તો અનેક ઘટનાઓ બની. વચ્ચે થોડા સમય માટે સ્વદેશ આવીને ગાંધીજી આફ્રિકા પાછા ફર્યા ત્યારે ત્યાંના ગોરા પત્રકારોએ રજનું ગજ કરીને એમને વિષે જૂઠી જૂઠી વાતો છાપાંઓમાં લખી અને ગોરી જનતાને એમની વિરુદ્ધ ઉશ્કેરી. ગાંધીજી જહાજ પરથી ઊતરવાના હતા ત્યારે ગોરી પ્રજાએ એમની સામે ઘણા દેખાવો કર્યા. પોલીસે અને એમના મિત્રોએ એમને કહેવડાવ્યું કે ઊતરવામાં જોખમ છે એટલે રાતે ઊતરવું ઠીક પડશે. જહાજના કપ્તાને કહ્યું, 'ગોરાઓ તમને ઈજા કરે તો તમે તેનો અહિંસાથી સામનો કેવી રીતે કરશો?' ગાંધીજીએ ઉત્તર આપ્યો, 'તેઓને માફ કરવાની બુદ્ધિ અને શક્તિ ઈશ્વર મને આપશે. મને એમના પર રોષ નથી આવતો, કેમકે તેઓ અજ્ઞાનના ભોગ થયેલા છે.

એમને હું સાચે જ ભૂરો લાગું છું, એટલે તેઓ શું કરે? અને હું તેમના પર રોષ કઈ રીતે કરું?'

ગાંધીજી આખરે જહાજમાંથી ઊતર્યા. એમનો એક ગોરો મિત્ર એમની રક્ષા માટે સાથે થયો. એમણે પગપાળા ઘેર પહોંચવાનો નિશ્ચય કર્યો, જેથી કોઈ પણ પ્રકારની કાયરતા ન જણાય. બસ, ગોરી પ્રજાએ એમને જોયા એવો જ એમના ક્રોધનો પારો ઊંચે ચઢવા લાગ્યો. ટોળું વધવા લાગ્યું. આગળ વધવું મુશ્કેલ થઈ પડ્યું. ટોળાએ ગાંધીજીના ગોરા મિત્રને પકડીને એમનાથી જુદો પાડ્યો; અને પછી તો એમના પર પથ્થર, રોડાં અને સડેલાં ઈંડાંની ઝડી વરસવા લાગી. એમની પાઘડી ખૂંચવીને ફેંકી દેવામાં આવી. ઉપરથી લાત અને મુક્કાના પ્રહાર થવા લાગ્યા. ગાંધીજી બેહોશ થઈ ગયા, તોપણ લાતોના પ્રહાર ચાલુ રહ્યા. પણ ઈશ્વરને એમને જીવતા રાખવા હતા. તે જ વખતે પોલીસ સુપરિન્ટેન્ડન્ટની સ્ત્રી ત્યાં થઈને જતી હતી, તેણે આ ઘટના જોઈ. તે ટોળામાં કૂદી પડી અને તેમના રક્ષણ માટે પોતાની છત્રી ઉઘાડીને ખડી થઈ ગઈ. ટોળું ડઘાઈ ગયું. એટલામાં તો પોલીસ સુપરિન્ટેન્ડન્ટ પોતે આવી પહોંચ્યો અને ગાંધીજીને બચાવીને લઈ ગયો. ગાંધીજી બચી ગયા.

ઉશ્કેરણી શાન્ત થઈ ત્યારે લોકોને પશ્ચાત્તાપ પણ થયો હશે એવો સંભવ છે. બ્રિટિશ સરકારે આફ્રિકાની સરકારને કહ્યું કે ગુંડા ગોરાઓને પકડીને સખ્ત કરવી જોઈએ. પણ ગાંધીજીએ કહ્યું, 'મારે કોઈની સાથે વેર નથી. જ્યારે સત્ય હકીકત જાહેર થશે ત્યારે મને મારવાવાળા પોતે જ પસ્તાશે. મારે કોઈને સજા કરાવવી નથી.' આજે તો ગાંધીજીને કોઈ

લાત મુક્કો મારે કે ગાળો દે એ કલ્પના પણ આપણે માટે અસહ્ય છે.

દોઢ વરસ પહેલાંની વાત છે. ગાંધીજીએ દિલ્લીમાં શ્રી. લક્ષ્મીનારાયણજીના મંદિરનું ઉદ્ઘાટન કર્યું હતું. લાખેક માણસોની મેદની હતી. તલપૂર જગ્યા નહોતી. ભારે મુશ્કેલીથી ગાંધીજીને ઉદ્ઘાટનક્રિયા કરવા સારુ મંદિરમાં પહોંચાડી શકાયા. મંદિરની બહાર માથાં જ માથાં દેખાતાં હતાં. ઝાડનાં ડાળાં પણ માણસોથી લદાઈ ગયાં હતાં. ટોળું ગાંધીજીનાં દર્શન માટે આતુર હતું. ગાંધીજીએ મંદિરના છજા પર ઊભા રહીને લોકોને દર્શન આપ્યાં. એક જ પળ પહેલાં મેદની ખૂબ કોલાહલ કરતી હતી. પણ જેવા ગાંધીજી છજા પર આવ્યા, હાથ જોડીને, બિલકુલ મૌન ઊભા રહ્યા, તેવો જ ટોળાનો કોલાહલ બિલકુલ બંધ થઈ ગયો, અને હજારો કંઠમાંથી કેવળ એક જ અવાજ, એક જ સ્વર ગગનને ભેદીને ચાલ્યો ગયો— 'મહાત્મા ગાંધી કી જય.'

વિચારપૂર્વક જોનારને આ દૃશ્ય ગદ્ગદ કરી દેતું હતું. મારો કંઠ રૂંધાઈ ગયો. હું વિચારના પ્રવાહમાં ખેંચાતો હતો. વિચારતો હતો કે આ તે કેવો માણસ છે! નાનું શું અર્ધ-નગ્ન શરીર—કેટલા બધા લોકોને એણે મોહિત કરી દીધા, પાગલ બનાવી દીધા! એ મેદનીમાં કદાચ દશ માણસ પણ એવાં નહિ હોય કે જેમણે ગાંધીજી જોડે કદી વાત પણ કરી હોય. તોપણ તેમના દર્શનમાત્રથી એકેએક જણ જાણે પાગલ થઈ ગયો! ઝાડનાં ડાળાં પર હજારો માણસો ચડ્યા હતા, તેમને પોતાની સુરક્ષિતતાનું પણ ભાન નહોતું! તેઓ પણ કેવળ 'મહાત્મા ગાંધી કી જય'—એ જ પોકારમાં મગ્ન હતા!



Rosalind Yuping Wong

黄玉華

ચીના ચિત્રકાર દ્વારા

એક વૃક્ષની ડાળ તૂટી. એના પર પચાસ-સો માણસો ખડકાયાં હતાં. ડાળી કડડ કરતી નીચે પડવા માંડી, પણ ઉપર ચઢેલા લોકો તો 'મહાત્મા ગાંધી કી જય'ના બુલંદ અવાજમાં મસ્ત હતા. કોઈને પોતાના જોખમનો ખ્યાલ નહોતો. ડાળી નીચે પડી. કોઈને વાગ્યું નહિ. આ એક એવું દૃશ્ય હતું કે જેમાં 'ગાંધીજી કી જય' પોકારનારા ગાંધીજી પાછળ પાગલ બન્યા હતા: એમના એક એક રૂંવા માટે એ મેદની પોતાના પ્રાણ પાથરવા તૈયાર હતી. અને પેલું એક એવું દૃશ્ય હતું કે જેમાં ગોરાઓનું ટોળું 'ગાંધીને મારી નાખો' એ પોકાર પાછળ પાગલ હતું!

બીજી ગોળમેજી પરિષદ માટે ગાંધીજી ઇંગ્લંડ ગયા ત્યારે તેઓ ત્યાં લગભગ સાડા ત્રણ મહિના રહ્યા. જ્યાં ગયા ત્યાં લોકો એમના પર મોહિત હતા, પ્રેમથી મુગ્ધ હતા. આજે તેઓ આફ્રિકા જાય તો ત્યાંની ગોરી પ્રજા પણ તેમના પ્રેમ પાછળ પાગલ થઈ જાય. આ બધું ગાંડપણ એટલા માટે છે કે ગાંધીજીએ માર ખાઈને, લાતો ખાઈને પણ ક્ષમા-ધર્મ ન છોડ્યો. આફ્રિકાના એ ગોરા ટોળાના પાગલપણાનું એ દૃશ્ય આપણી નજર સમક્ષ આવતાં આપણને ભલે ક્રોધ ચઢી જાય; પણ એ જ દૃશ્ય, એ જ ઘટના અને એવી અનેક ઘટનાઓએ આજના ગાંધીને ઘડ્યા છે. ઈસુખ્રિસ્ત શૂળી પર ન ચડત તો એમની મહત્તા પ્રગટ ન થાત. ગાંધીજીએ શાંતિપૂર્વક લાતો ન ખાધી હોત તો તેમની ક્ષમા કસોટી પર ચડતાં સફળ ન નીવડત.

ગાંધીજી મહાત્મા છે, કારણ કે તેમણે પોતાને મારનારના તરફ પણ પ્રેમ બતાવ્યો. 'મારી આ વૃત્તિએ, હું જેના

જેના સંબંધમાં આવ્યો તેની સાથે મારી મૈત્રી કરાવી દીધી. મારે ઘણી વેળા સરકારી ખાતા સામે લડવું પડતું, તીખા શબ્દો વાપરવા પડતા, છતાં તે ખાતાના અમલદારો મારા પર રાજી રહેતા. મારી આ વૃત્તિ મારો સ્વભાવ જ બની ગઈ છે, એનું મને તે વેળા ભાન પણ નહોતું. એ સત્યાગ્રહનું અંગ છે અને, મનુષ્ય અને તેનું કામ એ બે ભિન્ન વસ્તુ છે, એ આપણે જાણવું જોઈએ એ અહિંસાનો ધર્મ છે, આ હું પાછળથી સમજતો થયો. સારાં કામની પ્રશંસા અને નઠારાંની આપણે નિંદા કરવી જ જોઈએ, પણ ત્યાં આગળ બુરા માણસ પ્રત્યે દયાથી અને ભલા પ્રત્યે આદરથી વર્તન કરવું જોઈએ. 'પાપ પ્રત્યે ઘૃણા કરો, પાપી પ્રત્યે નહિ' એ મંત્ર ઘણાને સમજાય છે તો ખરો, પણ વ્યવહારમાં એનો અમલ બહુ થોડા લોકો કરે છે. તેથી જ આ જગતમાં વેરનું વિષ-વૃક્ષ આટલી સફળતાથી ફાલે છે.

'સત્યના મૂળમાં આવી અહિંસા રહેલી છે. જો એ અહિંસાના પાયા પર ન હોય તો સત્યનું પાલન અશક્ય છે, એવો મારો વિશ્વાસ દિનપ્રતિદિન વધતો જાય છે. તંત્રની સામે ઝઘડો શોભે, તંત્રીની સામે ઝઘડો કરવો તે પોતાની સામે કર્યા બરોબર છે. આપણે બધા જ એક જ પ્રભુનાં સંતાન છીએ. આપણા બધાની અંદર — ધર્માત્માની અંદર અને પાપીની અંદર — એક જ ઈશ્વર વ્યાપ્ત છે. એટલે એક પણ જીવને દુઃખ દેવું એ ઈશ્વરનું અપમાન કરવા બરોબર છે અને આખી સૃષ્ટિને દુઃખ દેવા જેવું છે.'

આ શબ્દો એ માણસના છે કે જેણે શ્રદ્ધાપૂર્વક અહિંસાનું સેવન કર્યું છે.

'कामं एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥ '*

ગીતામાં કામ અને ક્રોધને દુશ્મન જણાવ્યા છે અને કહ્યું છે કે એમને દુશ્મનની પેઠે મારી નાખો. પણ એ બૂરાઈ માટે ઘૃણા છે, બૂરા માણસ માટે નહિ. બૂરા માટે બીજો આદેશ છે:

'मैत्री करुणा मुदितोपेक्षाणाम् ।
सुखदुःखपुण्यापुण्यविषयाणाम् भावनातश्चित्तप्रसादनम् ॥ '+

બૂરા એટલે કે, પાપીને માટે કરુણા અને ઉપેક્ષાનો આદેશ છે.

---

* રજોગુણથી ઉત્પન્ન થયેલો એ (પ્રેરક) કામ છે, ક્રોધ છે. એનું પેટ જ ભરાતું નથી. એ મહાપાપી છે. એને આ લોકમાં શત્રુરૂપ સમજ.

+ સુખદુઃખ કે પુણ્યપાપના વિષયમાં મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાની ભાવના કરવાથી ચિત્તની પ્રસન્નતા (કે સ્થિરતા) સધાય છે.

## ૬

ગાંધીજીએ આફ્રિકામાં જે આશ્રમ સ્થાપ્યો હતો તેનું નામ 'ટૉલ્સ્ટૉય ફાર્મ' રાખ્યું હતું. પછી દેશમાં આવ્યા બાદ સાબરમતીમાં સત્યાગ્રહ આશ્રમ સ્થાપ્યો અને હવે સેવાગ્રામમાં આશ્રમ બનાવીને રહે છે. એ એક સંયોગની વાત છે કે, આ બધા આશ્રમોમાં સાપ-વીંછીનો ભારે ઉપદ્રવ થતો રહ્યો છે. ગાંધીજી પોતે સાપને પણ નથી મારતા. બીજાઓને સાપ મારવાની તેમણે મનાઈ નથી કરી, પણ તેઓ પોતે સાપ મારતા નથી, તેથી બીજા આશ્રમવાસીઓ પણ આ કામથી દૂર જ રહે છે.

સેવાગ્રામમાં એક વાર એક બહેનનો પગ વીંછી પર પડ્યો અને વીંછીએ જોરથી ડંખ માર્યો. આખી રાત એ બહેન પીડાથી વ્યાકુળ રહી. આફ્રિકામાં કે હિંદુસ્તાનમાં — આશ્રમમાં કોઈને આજ સુધી સાપ કરડ્યો નથી. પણ ઘણી વાર સાપ પગ પાસે આવી જાય છે અને આશ્રમવાસીઓ તેને પકડીને દૂર ફેંકી આવે છે. વીંછી તો કેટલીયે વાર આશ્રમવાસીઓને કરડ્યા છે. એક દિવસ મહાદેવભાઈએ કહ્યું, 'બાપુ, આપ સાપ નથી મારવા દેતા એને માટે આપને કોઈ વાર બહુ પસ્તાવું પડશે. રોજ સાપ આશ્રમવાસીઓના પગમાં અંટવાય છે. હજી સુધી કોઈને કરડ્યો નથી, પણ કદી એ દુર્ઘટના બની અને કોઈ મરી ગયું તો આપ એનું દુઃખ કદી નહિ ભૂલી શકો.'

'પણ મહાદેવ,' ગાંધીજીએ કહ્યું, 'મેં ક્યારે કોઈને સાપ મારવાની ના પાડી છે? હું નથી મારતો એ સાચું. કારણ કે મને આત્મરક્ષાને માટે પણ સાપ મારવાનું ગમતું નથી. પણ બીજા કોઈને હું જોખમમાં ઉતારવા માગતો નથી. એટલે તેમને સાપ મારવો હોય તો અવશ્ય મારે.' પણ કોણ મારે? ગાંધીજી નથી મારતા તો પછી બીજું કોણ મારે?

'અમારા કોઈ પણ આશ્રમમાં, ઈશ્વરકૃપાથી કોઈને હજી સુધી સાપ કરડ્યો નથી. બધી જગ્યાએ સાપ તો સારી પેઠે હતા, પરંતુ તોયે એક પણ દુર્ઘટના નથી બની, તેમાં હું તો ઈશ્વરનો જ હાથ જોઉં છું. કોઈ એવી દલીલ ન કરે કે, 'શું ઈશ્વરને તમારા આશ્રમવાસીઓ પ્રત્યે કાંઈ ખાસ પ્રેમ છે કે જેથી તમારાં નીરસ કામોમાં તે આટલી માથાકૂટ કરતો હશે?' દલીલ કરનારા ભલે એ કર્યા કરે; પણ આ એકસરખા અનુભવની વ્યાખ્યા કરવાને માટે. 'એમાં ઈશ્વરનો હાથ છે' એમ કહેવા સિવાય મારી પાસે બીજા શબ્દો નથી. મનુષ્યની ભાષા ઈશ્વરની લીલા શું સમજાવી શકે? તેની માયા તો અવાચ્ય અને અગમ્ય છે. પણ મનુષ્ય સમજાવવાનું સાહસ કરે તોપણ છેવટે તેને પોતાની તૂટીફૂટી ભાષાનું જ શરણ લેવું રહ્યું. એટલે મને ભલે કોઈ કહે કે, 'તમારા આશ્રમમાં કોઈએ સર્પદંશથી જીવ ન ગુમાવ્યો એ ફક્ત અકસ્માત હતો, એને ઈશ્વરની દયા કહેવી એ એક વહેમ છે;' પણ હું તો એ વહેમને જ વળગી રહીશ.'

આ પ્રમાણે ગાંધીજીની અહિંસા અગ્નિપરીક્ષામાંથી પસાર થઈને વધુ તેજસ્વી બની છે.

૭

'અહિંસા સત્યનો પાયો છે.' ગાંધીજી જ્યારે જ્યારે અહિંસાની વાત કરે છે ત્યારે ત્યારે ઘણું કરીને આમ કહે છે અને સત્ય પર જોર દે છે. આપણે ત્યાં આપદ્ધર્મ માટે કેટલાક અપવાદો શાસ્ત્રોમાં વિહિત મનાયેલા છે. પ્રાચીન કાળમાં જ્યારે બાર વરસનો ઘોર દુકાળ પડ્યો ત્યારે વિશ્વામિત્ર ભૂખથી વ્યાકુળ થઈને જ્યાં ત્યાં ખોરાક શોધવા નીકળ્યા. તેમને ક્યાંય કંઈ ખાવાનું ન મળ્યું ત્યારે તે એક ચંડાળવાસમાં પહોંચ્યા; અને રાતે એક ચંડાળને ત્યાંથી કૂતરાનું માંસ ચોરવાનો નિશ્ચય કર્યો. પણ ચોરતા હતા તેટલામાં ચંડાળની આંખ ઊઘડી ગઈ અને તેણે ઋષિને કહ્યું, 'આપ આ અધર્મ કેમ કરો છો ?' વિશ્વામિત્રની તો દલીલ એ જ હતી કે, આપત્કાળમાં બ્રાહ્મણને માટે ચોરી પણ વિહિત છે.

'आपत्सु विहितं स्तैन्यं विशिषं च महीयसः ।
विप्रेण प्राणरक्षार्थं कर्तव्यमिति निश्चयः ॥' *

ચંડાળે તેમને ખૂબ ધર્મોપદેશ કર્યો. એમને સમજાવ્યું કે, 'આપ પાપ કરી રહ્યા છો.' અંતે વિશ્વામિત્ર ઉપદેશ સાંભળી સાંભળીને કંટાળી ગયા અને તેમણે કહ્યું કે, 'દેડકીના

* આપત્તિને સમયે ચોરી કરવાનું (શાસ્ત્રાદિનું) વિધાન છે; ખાસ કરીને મોટા માણસની બાબતમાં. માટે બ્રાહ્મણે પ્રાણની રક્ષાનો પ્રસંગ આવે ત્યારે ચોરી કરવી, એવો નિશ્ચય છે.

ડૂંઉથી ગાય સરોવરમાં પાણી પીતાં અટકતી નથી. તું ધર્મોપદેશ દેવાને અધિકારી નથી, એટલે વૃથા બકવાટ શા સારુ કરે છે?

'पिबन्त्येवोदकं गावो मण्डूकेषु रुदत्स्वपि ।
न तेऽधिकारो धर्मेऽस्ति मा भूरात्मप्रशंसकः ॥' *

અને હું શું ધર્મ નથી જાણતો? જીવતો રહ્યો તો પછી ધર્મસાધન તો થશે જ, પણ શરીર ન રહ્યું તો ધર્મ ક્યાં રહ્યો? એટલે અત્યારે પ્રાણ બચાવવા એ જ ધર્મ છે.'

ગાંધીજીએ આ જાતનો વિચાર કદી નથી કર્યો. એમને એ પસંદ પણ નથી.

તેમણે કેટલાંક કામ પોતાના આત્મા વિરુદ્ધ કર્યાં છે. જેમકે, એમણે દૂધ ન લેવાનું વ્રત લીધું હતું. વ્રતના મૂળમાં કેટલીય જાતના વિચાર હતા. દૂધ બ્રહ્મચારી માટે યોગ્ય ખોરાક નથી એમ પણ એ માનતા હતા, જોકે આપણાં પ્રાચીન શાસ્ત્રોથી એ વાત સિદ્ધ નથી થતી. પણ વ્રત લીધું ત્યારે તેમની આંખ સામે, ગાયો પર થતો કલકત્તાના ગોવાળોમાં પ્રચલિત ફુક્કાની ક્રિયાનો અત્યાચાર હતો. વ્રત લઈ લીધું. કેટલાંય વરસ સુધી તે ચાલ્યું. અંતે અચાનક તે રોગમાં સપડાયા. બધાએ સમજાવ્યું કે દૂધ લેવું જોઈએ. ગાંધીજી નન્નો ભણતા ગયા. ગોખલેએ સમજાવ્યું, બીજા દાક્તરોએ કહ્યું, પણ કોઈનું ન ચાલ્યું. પછી બીજી બીમારીનો હુમલો થયો. એ બીમારી વધારે ભયંકર હતી. પણ દૂધ વિષે એ જ જૂની હઠ ચાલુ રહી.

---

* દેડકાંઓ અવાજ કરે છતાં ગાયો પાણી પીએ જ છે. તારો ધર્મમાં અધિકાર નથી આત્મપ્રશંસક ન બન.

એક દિવસ બાએ કહ્યું, 'તમે પ્રતિજ્ઞા લીધી ત્યારે તમારી સામે ગાય અને ભેંશના દૂધનો પ્રશ્ન હતો; બકરીના દૂધનો તો નહોતો. આપ બકરીનું દૂધ કેમ ન લો?'

ગાંધીજીએ બાની આ વાત માનીને બકરીનું દૂધ લીધું અને ત્યારથી બકરીનું જ દૂધ લે છે. પણ બકરીનું દૂધ લેવાથીયે વ્રત-ભંગનો દોષ કર્યો કે નહિ એની એમને શંકા છે.

મૂળ તો ગાંધીજીની એ આદત છે કે, જે પ્રતિજ્ઞા કે વ્રત લેવામાં આવે તેનો વધારેમાં વધારે વ્યાપક અર્થ કરવો અને તેના પર અટલ રહેવું. કરેલું કાર્ય અનીતિયુક્ત લાગ્યું કે ઝટ દઈને, કોઈના આગ્રહ વગર જ, એ માર્ગમાંથી પોતે ખસી જાય છે. પણ જ્યાં સુધી એમને પોતાનો માર્ગ અનીતિયુક્ત નથી લાગતો, ત્યાં સુધી નાની નાની બાબતોમાં પણ તે ફેરફાર નથી કરતા. ફરવા જવાનું તો એક જ રસ્તે; સૂવાનું સ્થાન તો એક જ; જમવાનું સ્થાન તો એક જ; વાસણો તો એનાં એ જ; અને બીજી વસ્તુઓ તો તે પણ એની એ જ. મેં જોયું છે કે, દિલ્હી આવે છે ત્યારે નિઝામુદ્દીન સ્ટેશન પર ઊતરે છે અને જતી વખતે મોટા સ્ટેશનથી ગાડીએ બેસે છે. મારે ત્યાં ઊતરે છે ત્યારે જે ઓરડામાં રહેતા આવ્યા છે તેમાં જ રહે છે. મોટર બદલવી પણ એમને ગમતી નથી. કોઈ પણ ટેવ ખામુખા તે બદલતા નથી. આમ, નાની બાબતોમાં પણ એક જાતનો આગ્રહ છે.

'સત્ય મારો સર્વોત્તમ ધર્મ છે, અને એમાં બધા ધર્મો સમાઈ જાય છે. સત્ય એટલે કેવળ વાણીનું સત્ય નહિ,

બલ્કે વિચારમાં પણ સત્ય. મિશ્રિત સત્ય નહિ, પણ નિત્ય, શુદ્ધ, સનાતન અને અફર સત્ય કે જે ઈશ્વર છે. ઈશ્વરની તરેહ તરેહની વ્યાખ્યાઓ છે, કારણ કે તેનાં અનેક સ્વરૂપ છે. આ વ્યાખ્યાઓ સાંભળીને હું આશ્ચર્યચકિત થાઉં છું અને સ્તબ્ધ પણ થાઉં છું. પણ ઈશ્વરને હું સત્યના અવતાર રૂપે પૂજું છું. મેં એને પ્રાપ્ત નથી કર્યો, પણ હું એની શોધમાં છું. આ શોધમાં હું ફના થવાને પણ તૈયાર છું. પણ જ્યાં સુધી મેં શુદ્ધ સત્ય પ્રાપ્ત નથી કર્યું, ત્યાં સુધી મેં જેને સત્ય માન્યું છે તેનું અનુસરણ કરું છું. આ સત્યનો માર્ગ સાંકડો છે અને અસ્ત્રાની ધાર જેવો તીક્ષ્ણ છે. પણ મારે માટે એ સુગમ છે. મેં સત્ય માર્ગ નથી છોડ્યો, તેથી મારી હિમાલય જેવડી મોટી ભૂલો પણ મને મૂંઝવણ કે સંતાપમાં નથી નાખતી.'

એમ લાગે છે કે, સત્ય, અહિંસા અને ઈશ્વરમાં શ્રદ્ધા, આ ત્રણે ચીજોના અંકુર બાળપણથી જ એમના હૃદયમાં હતા. કઈ ચીજ એમને પહેલી મળી એ કોણ બતાવી શકે? પૂર્વ-જન્મનાં બીજ તો સાથે જ આવ્યાં હતાં, પણ આ જન્મમાં તો સત્ય સૌથી પહેલું અંકુરિત થયું લાગે છે. 'બાળપણમાં જ,' તેઓ કહે છે, 'એક વસ્તુએ મારા અંતરમાં ઊંડી જડ ઘાલી. તે એ કે ધર્મ સર્વ ચીજોનું મૂળ છે. આથી સત્ય મારું પરમ લક્ષ્ય બની ગયું. જેમ જેમ એનું સ્વરૂપ મારા અંતરમાં જામતું ગયું, તેમ તેમ એની વ્યાખ્યા પણ વિસ્તૃત થતી ગઈ.'

બાળપણમાં ગાંધીજી બહુ શરમાળ પ્રકૃતિના હતા. દસ વીસ મિત્રો વચ્ચે પણ એમનું મોં ખૂલતું નહિ, અને જાહેર

સભામાં તો એમની જીભ એક રીતે બંધ જ થઈ જતી. લંડનમાં અભ્યાસ કરતા હતા ત્યારે નાની નાની સભાઓમાં ઊભા થઈને બોલવાનો પ્રસંગ આવતાં, તેમની જીભ ઝલાઈ જતી — તે કામ નહિ દેતી. લોકોએ એમની શરમાળ પ્રકૃતિની મજાક કરી. એમને પણ એમાં અપમાન લાગ્યું. પણ આ સ્થિતિ એમની જુવાની સુધી કાયમ રહી. બૅરિસ્ટર થઈને હિંદુસ્તાન આવ્યા પછી પણ આ ખામી કાયમ રહી. મુંબઈની અદાલતમાં એક કેસમાં વકીલાત કરવા ઊભા થયા ત્યારે અવાક થઈ ગયા. અસીલને તેનાં કાગળિયાં પાછાં સોંપી દઈને તેમણે ઘરનો રસ્તો માપ્યો.

આ શરમાળ પ્રકૃતિ શા માટે હતી? આજે ગાંધીજીની વાણી અખંડ પ્રવાહની પેઠે વહે છે. પરંતુ એ પ્રવાહમાં એક શબ્દ પણ નિરર્થક નથી આવતો. શું એ શરમાળ પ્રકૃતિ સત્યનું બીજું નામ હતું? શું એમનો એ ખમચાટ, પોતે તોળી તોળીને શબ્દો કાઢવા માગતા હતા એનો દ્યોતક હતો? અને શું આ શરમાળ પ્રકૃતિએ સત્યની જડને નથી પોષી? ‘મારા શરમાળપણાથી કોઈ કોઈ વેળા હું લોકોની મજાકનો શિકાર થઈ પડતો, તે સિવાય એનાથી મને કશું નુકસાન થયું નથી. ઊલટું, મને તો લાગે છે કે, એથી મને ફાયદો જ થયો. મોટો ફાયદો તો એ થયો કે, હું શબ્દોની કરકસર શીખ્યો; મારા વિચારો ઉપર કાબૂ મેળવવાની ટેવ મને સહેજે પડી. અને હવે હું કહી શકું કે મારી જીભ કે કલમમાંથી વિચાર્યા વિના ભાગ્યે જ કોઈ શબ્દ નીકળે છે. મારા ભાષણ કે લખાણમાંના કોઈ ભાગને સારુ મને પશ્ચાત્તાપ કરવો પડ્યો હોય એવું મને સ્મરણ નથી. અનુભવે મને એ પણ બતાવ્યું

છે કે, મૌન સત્યના પૂજારી માટે આત્મનિગ્રહનું એક જબરદસ્ત સાધન છે. મનુષ્યમાં ઘણું કરીને અતિશયોક્તિ અથવા સત્યને છુપાવવાની કે વિકૃત કરવાની પ્રવૃત્તિ જોવામાં આવે છે. મૌન એક એવું શસ્ત્ર છે જે આ નિર્બળ ટેવોનો નાશ કરે છે. થોડું બોલનાર દરેક શબ્દને તોળી તોળીને બોલે છે અને તેથી વગર વિચારે કદી બોલતો નથી. મારી આ લજ્જાશીલ પ્રકૃતિએ મારી સત્યની શોધમાં મને અત્યંત સહાય કરી.'

ભગવાન જેને માથે હાથ મૂકે છે એનાં દૂષણ પણ એને ભૂષણ થઈ પડે છે. શિવજીએ વિષપાન કરીને દુનિયાનું ભલું કર્યું એથી એમનો કંઠ નીલ-વર્ણો થઈ ગયો, પણ એથી તેમનું સૌંદર્ય વળી વધી ગયું અને એ નીલકંઠ કહેવાયા. એમ લાગે છે કે, ગાંધીજીની લજ્જાશીલ પ્રકૃતિએ એમને માટે કેટલીક સારી વસ્તુઓ—શબ્દોની કરકસર અને તોળી તોળીને શબ્દોનો પ્રયોગ—ઉત્પન્ન કરી.

સત્યમાં ગાંધીજીની શ્રદ્ધા એટલી બધી જામી ગઈ હતી કે એ એમના સ્વભાવ જેવું બની ગયું. સત્યના ફાયદા યુવાવસ્થામાં જ એ સારી રીતે સમજી ગયા હતા. લંડન ગયા ત્યારે માતા સમક્ષ અભક્ષ્ય આહાર અને બ્રહ્મચર્ય વિષે પ્રતિજ્ઞા કરીને ગયા હતા. સત્ય પર એ દૃઢ હતા, એટલે એ પ્રતિજ્ઞા પાળવામાં એમને કંઈ પરિશ્રમ ન કરવો પડ્યો. લક્ષ્ય પ્રત્યેની એમની શ્રદ્ધાએ એમને ખાડામાં પડતા બચાવી લીધા.

# ૮

'ઈશ્વરનાં અનેક રૂપ છે, પણ હું એ જ રૂપનો પૂજારી છું કે જે સત્યનો અવતાર છે. ઈશ્વર એ નિત્ય, સનાતન અને અપરિવર્તનશીલ સત્ય છે.' આપણાં પુરાણોમાં કેટલીય જગ્યાએ કહ્યું છે કે, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એક જ ઈશ્વરનાં ત્રણ રૂપ છે. વિશાળ દૃષ્ટિએ જોઈએ તો, ગાંધીજીનાં અહિંસા, સત્ય અને ઈશ્વર એક જ વસ્તુ છે એમ લાગે છે. રામનામનું માહાત્મ્ય ગાંધીજીએ પાછળથી પિછાન્યું, પણ એમાં એમની શ્રદ્ધા પહેલી બેઠી.

કહે છે કે, બાળપણમાં ગાંધીજીને ભૂતનો ડર લાગતો, તેથી વેળા કવેળાએ અંધારામાં જતાં એ ડરતા. પણ એમની નોકર રંભાએ એમને બતાવ્યું કે, રામનામની શક્તિ એવી છે કે એના ઉચ્ચારણથી ભૂત ભાગી જાય છે. બાળક ગાંધીને આ એક નવું શસ્ત્ર મળ્યું અને એમાં શ્રદ્ધા જામતી ગઈ. શરૂમાં જે શ્રદ્ધા અંધશ્રદ્ધા હતી, જ્ઞાનવિહીન હતી, એ ધીરે ધીરે જ્ઞાનયુક્ત થવા લાગી અને પછીથી એ શ્રદ્ધાની પાછળ અનુભવ પણ એકઠો થવા લાગ્યો.

મેં જોયું છે કે, ગાંધીજી જ્યારે ઊઠે છે, બેસે છે, બગાસું ખાય છે કે આળસ મરડે છે, ત્યારે લાંબો શ્વાસ લઈને 'હે રામ. હે રામ' એમ બોલે છે. મેં ધ્યાનપૂર્વક અવલોકન કર્યું છે કે, એમના એ 'હે રામ, હે રામ'માં કંઈક આહ

હોય છે, કંઈક કરુણા હોય છે, કંઈક થાક હોય છે. એ વિષે મેં મારા મનમાં વિચાર્યું છે કે, શું એ એમ કહેતા હશે કે, 'હે રામ, હવે આ બુઢ્ઢાને, ઘાંચીના બળદની માફક, શા માટે તેં જોડી રાખ્યો છે? જે કરવું હોય તે જલદી કર. જે કામને માટે મને મોકલ્યો છે તેની પૂર્ણાહુતિમાં વિલંબ શા માટે?'

જયપુરના મહારાજ પ્રતાપસિંહ કવિ હતા. પોતાથી માંદગીનું અસહ્ય દુઃખ જ્યારે ખમી ન શકાયું, ત્યારે તેમણે ઈશ્વરને ઠપકો આપતાં ગાયું :

'ग्वालीडा थे काई जाणो रे पीड पराई ।

**थारे हाथ लकुटिया, कांधे कमलिया, थे बन–बन धेनु चराई।'***

પણ ગાંધીજીની બાબતમાં કદાચ આમ ન બને, કારણ કે એમનામાં ધીરજ છે. તેઓ જાણે છે કે ઈશ્વરની તેમના પર અત્યંત અનુકંપા છે. તેમને ઈશ્વર પર વિશ્વાસ છે. જશ-અપજશ અને લાભ-હાનિની ચિંતા તેમણે ભગવાનનાં ચરણોમાં સમર્પણ કરી દીધી છે. એટલે એમને અધીરાઈ નથી, અસંતોષ નથી. પણ તોયે એમનું એ કરુણામય 'હે રામ, હે રામ' કંઈક દ્રૌપદીના પોકાર કે ગજના આર્તનાદ જેવી કલ્પના કરાવે છે.

થોડાં વરસ પહેલાંની વાત છે. ભક્ત ગણાતા એક સજ્જને, ગાંધીજીને લખ્યું, "મને રાત્રે એક સ્વપ્ન આવ્યું, તેમાં મેં શ્રીકૃષ્ણને જોયા. તેમણે મને કહ્યું, 'ગાંધીને કહે કે, હવે એનો અંત નજીક આવી ગયો છે, એટલે બધાં કામ-

---

* હે ગોવાળિયા! તું પારકાની પણ કાંઈ પીડ જાણે છે? કે પછી હાથમાં લાકડી ને ખાંધે કામળી લઈને વન વન ગાયો જ ચરાવી જાણે છે?

કાજ છોડીને એણે હવે ઈશ્વરભજનમાં લાગી જવું જોઈએ.'" ગાંધીજીએ એ મિત્રને લખ્યું, 'ભાઈ, હું તો એક પળ પણ ઈશ્વરભજનને નથી વીસરતો; મારે માટે લોકસેવા જ ઈશ્વરભજન છે. વળી, અંત નજીક આવી જાય ત્યારે જ શું આપણે ઈશ્વરભજન કરીએ? હું તો માનું છું કે, આપણે જન્મીએ છીએ તે જ દિવસથી આપણી ગરદન યમરાજના હાથમાં છે. તો ઈશ્વરભજન કરવા માટે આપણે ઘડપણ સુધી શું કામ થોભીએ! ઈશ્વરભજન તો દરેક અવસ્થામાં આપણે કરવું જોઈએ.'

'अजरामरवत् प्राज्ञो विद्यामर्थं च चिंतयेत् ।
गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥'*

ઈશ્વરમાં એમની શ્રદ્ધા એવી દૃઢ જામી ગઈ છે કે, દરેક ચીજમાં તેઓ ઈશ્વરની જ કૃતિ જુએ છે. આશ્રમોમાં સાપ કોઈને ન કરડ્યો એ ઈશ્વરી ચમત્કાર. નાની મોટી કોઈ ઘટના બને છે તો તેઓ કહે છે, 'આમાં ઈશ્વરનો હાથ હતો.'

ગાંધી-ઈરવીન કરાર પછી વાઈસરોયના મહેલમાંથી આવતાં જ તેમણે છાપાંના પ્રતિનિધિઓને એક લાંબું નિવેદન લખાવ્યું. એ વખતે તે નિવેદન અત્યંત મહત્ત્વનું ગણાયું હતું. આ નિવેદન કરતા પહેલાં એમને ખ્યાલ પણ નહોતો કે શું કહેવું જોઈએ. પણ જેવું બોલવાનું શરૂ કર્યું તેવી જ તેમની વાણી અખંડ પ્રવાહની પેઠે વહેવા લાગી.

*સમજુ માણસ વિદ્યા અને અર્થની પ્રાપ્તિની ચિંતા એમ સમજીને કરે કે જાણે પોતે અજરઅમર છે; અને ધર્મ આચરે તે એવા ભાનથી કે જાણે મૃત્યુએ કેશ પકડ્યા જ છે!

જાણે જીભ પર સરસ્વતી બેઠી! આ જ રીતે ગોળમેજી પરિષદનું એમનું પહેલું વ્યાખ્યાન એક મહત્ત્વનું વ્યાખ્યાન હતું. એ વ્યાખ્યાન આપતા પહેલાં પણ તેમણે કંઈ વિચાર નહોતો કર્યો. આમ તો એમને માટે એ સાધારણ બનાવ હતો; પણ આ બંને બનાવો પછી મેં જ્યારે એમને કહ્યું, 'આપનું આ નિવેદન અનુપમ હતું, આપનું આ વ્યાખ્યાન અદ્વિતીય હતું', ત્યારે તેમણે કહ્યું, 'એમાં ઇશ્વરનો હાથ હતો.'

આપણને કોઈ કહે કે તમારું અમુક કામ સારું થયું, તો કદાચ આપણે પણ એમ કહીશું કે, 'હા, આપની દયાથી સારું થયું,' અથવા 'ઇશ્વરની કૃપા!' પણ આપણે જ્યારે ઇશ્વરની કૃપાની વાત કરીએ છીએ ત્યારે એક રીતે એ સજ્જનતા અથવા શિષ્ટાચારની વાત હોય છે. પરંતુ વાત એમ છે કે, ગાંધીજી જ્યારે 'એમાં ઇશ્વરનો હાથ હતો' એમ કહે છે, ત્યારે ખરેખર એમને એમ લાગતું હોય છે જ. એમની શ્રદ્ધા એક જીવંત વસ્તુ છે; કેવળ શિષ્ટાચાર કે સજ્જનતાની વસ્તુ નથી.

એમનો એક પ્રિય સાથી હતો, જે દુરાચારી હતો. ગાંધીજી એને પોતાના ઘરમાં રાખતા હતા. આફ્રિકાની આ વાત છે. આ સાથી ચારિત્ર્યહીન હતો તે છતાં નિઃશંક થઈને ગાંધીજી એના પર વિશ્વાસ કરતા હતા. એની કેટલીક ત્રુટીઓની એમને ખબર હતી, પણ એમને વિશ્વાસ હતો કે પોતાની સોબતથી એ સુધરી જશે. એક દિવસ એમનો નોકર એમની ઓફિસે પહોંચ્યો અને કહ્યું કે, 'આપ જરા ઘેર આવીને જુઓ કે આપનો વિશ્વાસપાત્ર સાથી આપને કેવો

દગો દઈ રહ્યો છે.' ગાંધીજી ઘેર આવ્યા અને જોયું તો એ વિશ્વાસપાત્ર સાથીએ એક વેશ્યાને ઘરમાં બોલાવી આણી છે! આથી એમને દુઃખ થાય છે અને સાથીને ઘરમાંથી કાઢી મૂકે છે. એના પ્રત્યે એમને પ્રેમ હતો; એને સુધારવા માટે જ એ એને પાસે રાખી રહ્યા હતા. આ પણ એમને માટે એક કર્તવ્યનો પ્રયોગ હતો. પણ એનું વર્ણન કરતાં તે એમ જ કહે છે કે, 'ઈશ્વરે મને બચાવી લીધો. મારો ઉદ્દેશ શુદ્ધ હતો, એટલે ભગવાને મને ભવિષ્યને માટે ચેતવણી આપીને સાવધાન કર્યો અને ભૂલોથી બચાવી લીધો.' આ આખો કિસ્સો તેમના અંધવિશ્વાસનું અને પોતાની ભૂલ સાબિત થતાં તરત જ તે સુધારી લેવાની વૃત્તિનું એક જ્વલંત ઉદાહરણ છે.

એક ઘટના તેમના બીજા પુત્ર મણિલાલભાઈ કાળજ્વરમાં સપડાયેલા તે વિષેની છે. એને હું ગાંધીજીના શબ્દો*માં જ ઉતારું છું:

". . . . મારો બીજો દીકરો સખત બીમારીથી ઘવાયો. તેને કાળજ્વરે ઘેર્યો. તાવ ઊતરે નહિ. મૂંઝારો પણ સાથે, અને રાત્રે સન્નિપાતનાં ચિહ્ન પણ જણાયાં. આ વ્યાધિ પૂર્વે બચપણમાં તેને શીતળા પણ ખૂબ નીકળેલાં.

"દાક્તરની સલાહ લીધી. દાક્તરે કહ્યું: 'તેને સારુ દવા થોડું જ કામ કરશે. તેને ઈંડાં અને મરઘીનો સેરવો આપવાની જરૂર છે.'

"મણિલાલની ઉમ્મર દશ વર્ષની હતી. તેને તો મારે શું પૂછવાપણું હોય? હું તેનો વાલી રહ્યો. મારે જ નિર્ણય કરવો રહ્યો. દાકતર એક બહુ ભલા પારસી હતા. 'દાક્તર!

* 'આત્મકથા' પાન ૩૩૬.

અમે તો બધા અન્નાહારી છીએ. મારો વિચાર મારા દીકરાને એ એમાંથી એકે વસ્તુ આપવાનો નથી થતો. બીજું કંઈ ન બતાવો ?'

"દાક્તર બોલ્યા, 'તમારા દીકરાનો જાન જોખમમાં છે. દૂધ અને પાણી મેળવીને અપાય, પણ તેથી તેનું પૂરું પોષણ નહિ થઈ શકે. તમે જાણો છો તેમ, હું તો ઘણાં હિંદુ કુટુંબોમાં જાઉં છું. પણ દવાને સારુ તો અમે ગમે તે વસ્તુ આપીએ તે તેઓ લે છે. મને તો લાગે છે કે, તમે તમારા દીકરા ઉપર આવી સખતી ન કરો તો સારું.'

"'તમે કહો છો એ તો સાચું જ છે. તમારે એમ જ કહેવું ઘટે. મારી જવાબદારી બહુ મોટી છે. દીકરો મોટો થયો હોત તો તો હું જરૂર તેની મરજી જાણવા પ્રયત્ન કરત ને તે ઇચ્છત તેમ કરવા દેત. અહીં તો મારે જ આ બાળકને સારુ વિચાર કરવાનું રહ્યું. મને તો લાગે છે કે મનુષ્યના ધર્મની કસોટી આવે જ સમયે થાય. ખરો ખોટો પણ મેં એવો ધર્મ માન્યો છે કે, મનુષ્યે માંસાદિક ન ખાવાં જોઈએ. જીવનનાં સાધનોની પણ હદ હોય. જીવવાને ખાતર પણ અમુક વસ્તુઓ આપણે ન કરીએ. મારા ધર્મની મર્યાદા મને, મારે સારુ અને મારાંને સારુ, આવે વખતે પણ માંસ ઇત્યાદિનો ઉપયોગ કરતાં રોકે છે. એટલે મારે તમે ધારો છો તે જોખમ વેઠ્યે જ છૂટકો છે. પણ તમારી પાસેથી એક વસ્તુ માગી લઉં છું. તમારા ઉપચારો તો હું નહિ કરું, પણ મને આ બાળકની છાતી, નાડ ઇત્યાદિ તપાસતાં નહિ આવડે. મને પોતાને પાણીના ઉપચારોની થોડી ગમ છે. તે ઉપચારો કરવા હું ધારું છું. પણ જો તમે અવારનવાર મણિલાલની

તબિયત જોવા આવતા રહેશો ને તેના શરીરમાં થતા ફેરફારોની મને ખબર આપશો, તો હું તમારો આભાર માનીશ.'

"ભલા દાક્તર મારી મુશ્કેલી સમજ્યા ને મારી માગણી મુજબ મણિલાલને જોવા આવવા કબૂલ કર્યું.

"જોકે મણિલાલ પોતાની પસંદગી કરી શકે એમ તો નહોતું, છતાં મેં તેને દાક્તરની સાથે થયેલી વાત કરી ને તેનો વિચાર જણાવવા કહ્યું.

"'તમે પાણીના ઉપચાર સુખેથી કરો. મારે સેરવો નથી પીવો ને ઈંડાં નથી ખાવાં.'

"આ વચનથી હું રાજી થયો. જોકે હું સમજતો હતો કે, જો મેં તેને એ બંને ચીજ ખવડાવી હોત તો તે ખાત પણ ખરો.

"હું કયુનીના ઉપચારો જાણતો હતો. તેના અખતરા પણ કર્યા હતા. દરદમાં ઉપવાસને મોટું સ્થાન છે એ પણ જાણતો હતો. મેં મણિલાલને કયુનીની રીત પ્રમાણે કટિસ્નાન આપવાનું શરૂ કર્યું. ત્રણ મિનિટથી વધારે વખત હું તેને ટબમાં રાખતો નહિ. ત્રણ દિવસ તો કેવળ નારંગીના રસની સાથે પાણી મેળવી તે ઉપર રાખ્યો.

"તાવ હઠે નહિ. રાત્રે કંઈ કંઈ બકે. ૧૦૪ ડિગ્રી લગી જાય. હું ગભરાયો. જો બાળકને ખોઈ બેસીશ તો જગત મને શું કહેશે ? મોટાભાઈ શું કહેશે ? બીજા દાક્તરને કાં ન બોલાવાય ? વૈદ્યને કેમ ન બોલાવવા ? પોતાની જ્ઞાનહીન અક્કલ ડહોળવાનો માબાપને શો અધિકાર છે ?

"આવા વિચારો આવે. વળી આમે વિચારો આવે: જીવ ! તું તારે સારુ કરે તે દીકરાને સારુ કરે તો પરમેશ્વર

સંતોષ માનશે. તને પાણીના ઉપચાર પર શ્રદ્ધા છે. દવા ઉપર નથી. દાક્તર જીવતદાન નહિ આપે. તેનાયે અખતરા છે. જીવનદોરી તો એક ઈશ્વરના જ હાથમાં છે. ઈશ્વરનું નામ લઈને, તેના ઉપર શ્રદ્ધા રાખી, તું તારો માર્ગ ન છોડ.

"આમ ઘાલાવેલી મનમાં ચાલતી હતી. રાત પડી. હું મણિલાલને પડખામાં લઈને સૂતો હતો. મેં તેને ભીના નિચોવેલા ચોફાળમાં લપેટવાનો નિશ્ચય કર્યો. હું ઊઠ્યો. ચોફાળ લીધો. ઠંડા પાણીમાં ઝબોળ્યો. નિચોવ્યો. તેમાં પગથી ડોક સુધી તેને લપેટ્યો. ઉપર બે ધાબળીઓ ઓઢાડી. માથા ઉપર ભીનો ટુવાલ મૂક્યો. તાવ લોઢી જેવો તપી રહ્યો હતો. શરીર તદ્દન સૂકું હતું. પસીનો આવતો જ નહોતો.

"હું ખૂબ થાક્યો હતો. મણિલાલને તેની માને સોંપી હું અરધા કલાકને સારુ જરા હવા ખાઈ તાજો થવા ને શાંતિ મેળવવા ચોપાટી ઉપર ગયો. રાતના દશેક વાગ્યા હશે. માણસોની આવજા ઓછી થઈ ગઈ હતી. મને થોડું જ ભાન હતું. હું વિચારસાગરમાં ડૂબકી મારી રહ્યો હતો. હે ઈશ્વર! આ ધર્મસંકટમાં તું મારી લાજ રાખજે. 'રામ, રામ'નું રટણ તો મુખે હતું જ. થોડા આંટા મારી ધડકતી છાતીએ પાછો ફર્યો. જેવો ઘરમાં પેસું છું તેવો જ મણિલાલે પડકાર્યો: 'બાપુ, તમે આવ્યા?'

"'હા, ભાઈ.'

"'મને હવે આમાંથી કાઢોને. બળી મરું છું.'

"'કાં, પસીનો છૂટે છે શું?'

"'હું તો પલળી ગયો છું. હવે મને કાઢોને ભાઈસાબ!'

“ મેં મણિલાલનું કપાળ તપાસ્યું. માથે મોતિયા બાઝ્યા હતા. તાવ ઓછો થતો હતો. મેં ઇશ્વરનો પાડ માન્યો.

“ ‘ મણિલાલ, હવે તારો તાવ જશે. હજુ થોડો વધારે પરસેવો નહિ આવવા દે ?’

“ ‘ ના ભાઇસાબ ! હવે તો મને છોડાવો. વળી બીજી વાર એવું કરજો.’

“ મને ધીરજ આવી હતી. એટલે વાતો કરાવી થોડી મિનિટો ગાળી. કપાળેથી પરસેવાના રેલા ચાલ્યા. મેં ચાદર છોડી, શરીર લૂછ્યું, ને બાપદીકરો સાથે સૂઈ ગયા. બંનેએ ખૂબ નિદ્રા લીધી.

“ સવારે મણિલાલનો તાવ હળવો જોયો. દૂધ ને પાણી તથા ફળ ઉપર તે ચાળીસ દિવસ રહ્યો. હું નિર્ભય બન્યો હતો. તાવ હઠીલો હતો, પણ કાબૂમાં આવ્યો હતો. આજે મારા બધા છોકરાઓમાં મણિલાલ શરીરે સહુથી વધારે મજબૂત છે.

“ તે રામની બક્ષિસ છે કે પાણીના ઉપચારની, અલ્પાહારની ને માવજતની, તેનું નિરાકરણ કોણ કરી શકે ? સહુ પોતપોતાની શ્રદ્ધા પ્રમાણે ભલે કરે. મારી તો ઇશ્વરે લાજ રાખી એટલું મેં જાણ્યું ને આજ પણ એમ જ માનું છું.”

મને લાગે છે, અને કદાચ બીજાઓને પણ લાગે, કે ગાંધીજીનો આ પ્રયોગ ‘ ઊંટવૈદ્ય ’ જેવો હતો. એ જોખમ ઉઠાવવા જેવું નહોતું. ‘ પણ દાક્તર ક્યાં મટાડવાની શરત સાથે ઉપચાર કરે છે ? અને જે ચીજ ધર્મ વિરુદ્ધ હોય તે આપણે જીવ બચાવવા પણ કેમ કરીએ ?’

તેમના ત્રીજા પુત્ર રામદાસને સાધારણ વાગ્યું હતું. તેના પર પણ કંઈક એવા જ માટીના ઉપચારના પ્રયોગો કરવામાં આવ્યા. એ પણ એક સામાન્ય બનાવ હતો. પણ એનું વર્ણન કરવામાંયે એ જ ઈશ્વરવાદ આવે છે. 'મારા પ્રયોગો પૂરેપૂરા સફળ થયા, એવો મારો દાવો નથી. તો દાક્તરોયે ક્યાં એવો દાવો કરી શકે છે? આ વસ્તુનું વર્ણન કરવામાં મારો હેતુ એટલું જ કહેવાનો છે કે જેણે આવા પ્રયોગ કરવા હોય તેણે પોતાનાથી જ આરંભ કરવો જોઈએ. આમ કરવાથી સત્ય વહેલું પ્રગટ થાય છે ને એવા પ્રયોગ કરનારને ઈશ્વર ઉગારી લે છે.'

દુનિયાદારીને હિસાબે આ શબ્દો જરૂર અવ્યાવહારિક છે. દુનિયાદારીનો હિસાબ એટલે જેને લોકો દુનિયાદારીનો હિસાબ માને છે તે. કારણ કે, ખરું જોતાં અધ્યાત્મ અને વ્યવહાર બંને વસ્તુઓ અસંગત હોઈ જ ન શકે. જો અધ્યાત્મનો દુનિયા સાથે મેળ ન ખાય તો પછી એ એક કોરી કલ્પના જ રહે છે. પણ આટલો વિચાર તો આપણે સહેલાઈથી કરી શકીએ કે, જે ક્ષેત્ર આપણું નથી તેમાં પડવાનો આપણને અધિકાર જ ક્યાં છે? દાક્તરો પણ સંપૂર્ણ નથી એ સાચું, પણ જેઓ દાક્તરી નથી શીખ્યા તેઓ દાક્તરથી ક્યાંયે વધારે અપૂર્ણ છે એમ કહી શકાય. પણ ગાંધીજી એનો જવાબ એવો આપે કે, કુદરતી ચિકિત્સાના પ્રયોગ જ એવા છે કે તે વત્તો કે ઓછો ફાયદો કરે, પણ હાનિ તો કરી જ ન શકે.

મેં જોયું છે કે, આજે પણ એવા પ્રયોગો પ્રત્યેની એમની રુચિ ઓછી નથી થઈ. આજે પણ આશ્રમમાં ક્ષયરોગના, કોઢના અને બીજી કેટલીયે જાતના દરદીઓ છે અને એમના

ઉપચારમાં ગાંધીજી રસ લે છે. એમાં એક તો સેવાની ભાવના છે. રોગીઓની સેવા અને પતિતોનું રક્ષણ, એ એમની પ્રવૃત્તિ છે. પણ કદાચ જાણેઅજાણે એમના મનમાં એ પણ ભાવના હશે કે, ગરીબ દેશમાં સુલભ, સાદા, ગામડાગામમાં પણ થઈ શકે એવા, અને જેમાં બહુ ખર્ચ ન થાય એવા ઉપચારો ખરચાળ ઉપચારો કરતાં વધારે ઉપયોગી થઈ શકે. આ દૃષ્ટિએ પણ એમના પ્રયોગ ચાલુ છે. એમાંથી કોઈ ઉપયોગી વસ્તુ શોધી કાઢવાનો લોભ પણ ચાલુ છે. અને આ પ્રયોગો સેવા માટે, સેવાની દૃષ્ટિએ થાય છે, એટલે જો એ ઇશ્વર પર આસ્થા રાખીને ન થાય તો એમાં બહુ સંકલ્પવિકલ્પ અને અશાંતિ પણ થાય. એ ગમે તેમ હોય, પણ કહેવાનું તો એ હતું કે, ગાંધીજીની ઇશ્વરશ્રદ્ધા દરેક કામમાં, દરેક વખતે કેવી અખંડ વહે છે.

'હું નિશ્ચયપૂર્વક તો ન કહી શકું કે મારાં બધાં કાર્યો ઇશ્વરની પ્રેરણાથી થાય છે. પણ જ્યારે હું મારાં મોટામાં મોટાં અને નાનામાં નાનાં કાર્યોનો વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે એ ઇશ્વરની પ્રેરણાથી થયાં હતાં એમ કહેવું અયોગ્ય નથી. મેં ઇશ્વરનાં દર્શન નથી કર્યાં; પણ ઇશ્વરમાં મારી શ્રદ્ધા અટલ છે, અને એ શ્રદ્ધાએ હવે અનુભવનું રૂપ લીધું છે. કદાચ કોઈ કહે કે શ્રદ્ધાને અનુભવનું નામ આપવું એ સત્યની ફજેતી છે; એટલે હું કહું છું કે મારી ઇશ્વરશ્રદ્ધાને નામ આપવા માટે મારી પાસે બીજો કોઈ શબ્દ નથી.'

બ્રહ્મચર્ય વિષે લખતાં પણ સાધકો આગળ એ જ રામનામ મૂકે છે. 'પ્રભુનું શરણ લીધા વગર વિચારો પર પૂર્ણ કાબૂ મેળવવો અસંભવિત છે. પૂર્ણ બ્રહ્મચર્યપાલનના

મારા સતત પ્રયત્નમાં દરેક પળે હું આ સીધાસાદા સત્યનો અનુભવ કરી રહ્યો છું.'

આફ્રિકામાં બાને ભયંકર બીમારીએ ઘેર્યાં ત્યારે માંસનો સેરવો લેવાનો પ્રશ્ન ઊઠચો. બા અને ગાંધીજી બંનેએ દાક્તરની સલાહનો અસ્વીકાર કર્યો. ત્યાં પણ જીવનમરણનો પ્રશ્ન હતો. ત્યારે પણ ગાંધીજીના એ જ ઉદ્ગાર હતા: 'ઈશ્વર પર વિશ્વાસ રાખીને હું મારા માર્ગને વળગી રહ્યો.' અને અંતે વિજય થયો.

પણ આથીયે નાના બનાવોમાં ગાંધીજી ઈશ્વરની લીલાનું વર્ણન કરે છે. સ્વદેશ પાછા ફર્યા પછી જ્યારે તેઓ પ્રવાસે નીકળતા ત્યારે ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરતા. એ જમાનામાં ગાંધીજીના નામથી તો ઘણા લોકો પરિચિત હતા, પણ આજની પેઠે બધા તેમને દીઠે ઓળખતા નહિ. જ્યાં જતા ત્યાં ખબર પડતાં દર્શનાર્થીઓનાં ટોળાં જામતાં, જેને લીધે એમને એકાન્ત મળવું મુશ્કેલ થઈ જતું. પરંતુ આગગાડીમાં જ્યાં લોકો એમને ઓળખતા નહોતા ત્યાં જગ્યા મળવી પણ મુશ્કેલ થઈ પડતી. અને એ દિવસોમાં તેઓ ઘણું કરીને એકલા જ મુસાફરી કરતા.

ઘણાં વરસોની વાત છે. ગાંધીજી લાહોરથી દિલ્હી જતા હતા. ત્યાંથી પાછા કલકત્તે જવાનું હતું. કલકત્તામાં એક સભા થવાની હતી, એટલે નિશ્ચિત સમયે ત્યાં પહોંચવાનું હતું. પણ લાહોરના સ્ટેશને ગાડીમાં બેસવા ગયા તો ગાડીમાં ક્યાંય જગ્યા ન મળી. આખરે એક મજૂરે બાર આના બક્ષિસ મળે તો બેસાડી આપવા કહ્યું. એમણે બક્ષિસ આપવાનું કબૂલ્યું, પણ જગ્યા તો હતી જ નહિ. એક ડબ્બાના લોકોએ

કહ્યું : 'જગ્યા તો નથી. પણ ઊભા રહેવું હોય તો ઊભા રહી શકશો.' ગાંધીજીને તો ગમે તેમ કરીને ગાડીમાં બેસવું હતું. એટલે ઊભા રહેવાનું સ્વીકાર્યું. મજૂર તેમને બારીમાંથી અંદર ધકેલીને બાર આના કમાયો.

રાતનો સમય અને ઊભા ઊભા રાત કાઢવાની ! બે કલાક તો ઊભા રહીને વિતાવ્યા. અશક્ત શરીર, રસ્તાનો થાક, ગાડીનો શોરબકોર, ધૂળ અને ધુમાડો, અને વળી ઊભા રહીને મુસાફરી કરવી ! કેટલાક ધક્કામુક્કી કરી જાણનાર લોકો તો લાંબા થઈ સોડો તાણીને સૂતા હતા. પરંતુ ગાંધીજીએ તો બેસવા પૂરતીય જગ્યા ન માગી. કેટલાક લોકોએ જોયું કે. આ અજબ માણસ છે કે બેસવા માટે પણ ઝઘડો નથી કરતો ! છેવટે લોકોની આતુરતા વધી અને કેટલાકે પૂછ્યું, 'ભાઈ, બેસતા કેમ નથી ?' ગાંધીજીએ કહ્યું, 'જગ્યા ક્યાં છે ?' છેવટે લોકો નામ પૂછવા લાગ્યા. નામ કહ્યું એટલે તો ચૂપકી વ્યાપી ગઈ. શરમના માર્યા લોકોની ગરદન નીચી નમી. ચારે તરફથી લોકો હાથપગ સંકડાવવા લાગ્યા, માફી માગી અને સૂવા જેટલી જગ્યા કરી આપી. થાકથી ગાંધીજી લગભગ બેહોશ થઈ ગયા હતા; માથું ફરતું હતું. આ ઘટનાનું વર્ણન કરતાં પણ ગાંધીજી એમાં ઈશ્વરની કૃપા જુએ છે : 'મને ભારે જરૂર હતી એવા મોકા પર ઈશ્વરે સહાયતા મોકલી.'

ગોરા નીલવરોના અત્યાચારથી પીડાતા ખેડૂતોનાં દુઃખ દૂર કરવા ગાંધીજી ચંપારણ ગયા. ત્યાં ખેડૂતોની સભા કરી. દૂર દૂરથી ખેડૂતો સભામાં આવ્યા. ગાંધીજી જ્યારે એ સભામાં ગયા ત્યારે એમને, જાણે પોતે ઈશ્વરની સમક્ષ ઊભા હોય, એમ લાગ્યું. 'એ સભામાં મેં ઈશ્વર, અહિંસા અને સત્ય ત્રણેનો

સાક્ષાત્કાર કર્યો, એમ કહેવામાં અતિશયોક્તિ નથી પણ અક્ષરશઃ સત્ય છે.' પછી તેઓ પકડાયા ત્યારે મૅજિસ્ટ્રેટ સમક્ષ જે બયાન કર્યું એ બધી રીતે પ્રભાવશાળી અને સૌજન્યભર્યું હતું. એ બયાનના છેવટના ભાગમાં પણ કહે છેઃ 'શ્રીમાન મૅજિસ્ટ્રેટ સાહેબ, હું આ જે કહું છું તે એટલા સારુ નથી કે, મારા ગુનાની ઉપેક્ષા કરીને આપ મને ઓછી સજા કરો. હું કેવળ આટલું જ જણાવવા ઇચ્છું છું કે મેં આપના હુકમનો ભંગ કર્યો તે એટલા માટે નહિ કે મારા મનમાં સરકાર પ્રત્યે માન નથી. પણ એટલા માટે કે ઈશ્વરની આજ્ઞા આગળ હું આપની આજ્ઞા માની શકું એમ હતું જ નહિ.'

આ વચનો અસાધારણ છે. એક રીતે ભયંકર પણ ખરાં. દરેક માણસ આવા શબ્દો બોલવા માંડે તો શું થાય? 'અંદરનો અવાજ', 'અંતર્નાદ' અથવા 'આકાશવાણી' સાંભળવાનું દરેકના ભાગ્યમાં નથી હોતું. એને માટે પાત્રતા જોઈએ; કાર્યોની પાછળ ત્યાગ અને તપ જોઈએ; સત્ય જોઈએ. સાહસ જોઈએ. વિવેક જોઈએ, સમભાવ જોઈએ, અપરિગ્રહ જોઈએ. જે કેવળ સેવા માટે જ જીવે છે, જેને લાભહાનિમાં કંઈ આસક્તિ નથી, કંઈ મમતા નથી, જેણે કર્મયોગ સાધ્યો છે, જેને ઈશ્વરમાં અપાર શ્રદ્ધા છે, જેને અભિમાને સ્પર્શ પણ નથી કર્યો, એ જ માણસ અંતર્નાદ સાંભળી શકે. પણ જૂઠું અનુકરણ તો બધાંય કરી શકે. મને 'અંતરનો અવાજ' કહે છે, એવું કેટલાક લોકો કહેવા લાગ્યા છે. ગાંધીજીનું જૂઠું અનુકરણ જરૂર ભયાનક છે. પણ દુનિયામાં કઈ સારી વસ્તુનો દુરુપયોગ નથી થતો?

પણ પ્રસ્તુત વિષય તો ગાંધીજીની ઈશ્વરશ્રદ્ધા બતાવવા માટે છે. પુત્રનો તાવ ઊતર્યો તો ઈશ્વરની મરજીથી, ગાડીમાં જગ્યા મળી તો ઈશ્વરની મરજીથી, અને સરકારી હુકમનો અનાદર થાય છે તો તે ઈશ્વરની આજ્ઞાથી. લૌકિક ભાષામાં વાત કરનારાઓને કોઈ કોઈ વાર આવા પુરુષ પર ચીડ ચડે છે. વાઈસરોય વિલિંગ્ડનને પણ ચીડ હતી. પણ આખરે ગાંધીજી સિવાય કામ પણ સરતું નથી. ચીડ હોય તો ભલે. પેચદાર ભાષાની મુશ્કેલી હોવા છતાં કામ તો એમની જ પાસે લેવું છે. રાજકોટમાં આમરણ ઉપવાસ શરૂ કર્યા ત્યારે વાઈસરોય લિનલિથગોએ એમને તાર કર્યો કે, 'ઉપવાસ શરૂ કરતા પહેલાં, કંઈ નહિ તો, આપે મને ખબર તો આપવી જોઈતી હતી. આપ તો મને ઓળખો છો. તો એકાએક આ શું કર્યું?' ગાંધીજીએ લખ્યું, 'પણ હું શું કરું? જ્યારે અંતર્નાદ આવે ત્યારે સલાહ કેવી અને મસલત કેવી?'

ઘડીએ ઘડીએ, ઈશ્વરને સમક્ષ રાખીને કામ કરવાની અને બોલવાની એમની આદત એ કોઈ અવ્યાવહારિક વસ્તુ નથી. વાત એમ છે કે, દરેક વસ્તુમાં ગાંધીજીની જે ધાર્મિક દૃષ્ટિ છે એ આપણ બધાને સમજાવી મુશ્કેલ છે. એમની ઈશ્વર પ્રત્યેની સતત જીવતીજાગતી શ્રદ્ધા આપણે સમજી શકતા નથી. આથી આપણને ક્યારેક કંટાળો આવે છે અને ક્યારેક ચીડ ચડે છે. પરંતુ આપણે 'વાયરલેસ'નું વિજ્ઞાન ન સમજતા હોઈએ તેથી શું આપણને એ સમજાવવાનો પ્રયત્ન કરનાર વિજ્ઞાનશાસ્ત્રીથી આપણે કંટાળીશું? અમુક વિજ્ઞાનની ભાષાથી અજાણ હોવાને લીધે તે વિષેની ચર્ચા આપણે ન સમજી શકીએ, એટલે શું એ ચર્ચા કરનાર વિજ્ઞાનશાસ્ત્રી ઉપર આપણે ચિડાઈ જઈશું? ગાંધીજીની

પણ એ જ સ્થિતિ છે. અધ્યાત્મશાસ્ત્રનો મર્મ એમણે પુસ્તકો ભણીને નહિ, પણ આચરણ મારફત જાણ્યો છે.

ગાંધીજીમાં ધર્મની ભાવના જાગ્રત થઈ ત્યારે તેમણે અનેક શાસ્ત્રોનું અધ્યયન કર્યું. હિન્દુધર્મ ખોળી વળ્યા; ખ્રિસ્તીધર્મનું અધ્યયન કર્યું; ઇસ્લામના ગ્રંથો વાંચ્યા; જરથુષ્ટ્રની કૃતિઓ વાંચી. ચિત્તને નિર્વિકાર રાખીને, પક્ષપાત વગર, બધા ધર્મોનાં તત્ત્વો સમજવાનો પ્રયત્ન કર્યો. આસક્તિ રહિત થઈને ગુફામાં છુપાયેલા સત્યધર્મ જાણવાનો પ્રયત્ન કર્યો. 'धर्मस्य तत्त्वं निहितं गुहायां ।' આથી એમની નિરપેક્ષતા વધી, એમનો પ્રયત્ન તેજસ્વી બન્યો, પણ સૌથી મોટું તો, એમને સત્ય મળ્યું; એમનામાં શક્તિ આવી, નીરક્ષીર વિવેક આવ્યો. સાથે સાથે નિશ્ચયાત્મક બુદ્ધિ પણ પ્રબળ થઈ. એમના નિશ્ચય લોખંડી બનવા લાગ્યા. અંતર્નાદ સંભળાવા લાગ્યો. આ અંતર્નાદની ચર્ચામાં એમનો સંકોચ દૂર થયો.

૯

પણ ત્યારે શું એ હવામાં ઊડે છે? શું એ અવહેવારુ થઈ ગયા છે? તો પછી એમ પણ પૂછી શકાય કે, શું વિજ્ઞાન-શાસ્ત્રીઓ અવહેવારુ હોય છે? ગાંધીજીને ઈકોતેર વરસ થયાં. આ ઇકોતેર વરસમાં એમણે જેટલી નામના મેળવી છે એટલી કોઈ મહાપુરુષે પોતાના જીવનકાળમાં નથી મેળવી. જગત એમને એક મહાત્મા તરીકે ઓળખે છે તે કરતાં એક મહાન રાજનૈતિક નેતાના રૂપમાં વધારે ઓળખે છે. સંકુચિત વિચારના અંગ્રેજો એમને કપટી, દગાબાજ, પેચીલા અને કૂટ રાજ-મુત્સદ્દી સમજે છે. ધર્માંધ મુસલમાનો એમને હિન્દુરાજની સ્થાપનાના એકમાત્ર ઉદ્દેશવાળા, ધૂર્ત અને ચાલબાજ હિન્દુ સમજે છે. આ ઉપરથી, કંઈ નહિ તોય, એટલું તો સ્પષ્ટ છે કે, એ કોઈ કલ્પનાસૃષ્ટિમાં રહેનાર અવહેવારુ પુરુષ તો નથી. વીસ વરસ સુધી આફ્રિકામાં અને પછી પચીસ વરસ સ્વદેશમાં જે ચતુરાઈ, ધીરજ અને હિંમતથી તેમણે ભારતનું નાવ હંકાર્યું છે એ જોઈને ચકિત થઈ જવાય છે. આ કોઈ અવહેવારુ માણસનું કામ નથી. છેલ્લાં વીસ વરસથી રાજકારણમાં એમનું એકચક્રે રાજ ચાલે છે. કોઈએ એમને સામેથી પડકાર્યા નથી. અથવા જો પડકાર્યા છે તો તે પોતે જ ગબડી ગયો છે. આજે રાજકારણમાં ગાંધીજી એક અતિ આવશ્યક અને અનિવાર્ય વ્યક્તિ બની ગયા છે. શું આ હવામાં વિચરવાની સાબિતી છે? એમની પાસે પ્રેમના બળ સિવાય બીજું કયું બળ છે? પણ આ પ્રેમબળે એમના અનુયાયીઓના

હૃદય પર પ્રભાવ પાડ્યો છે. એમના વિરોધીઓ પર એ પ્રેમની છાપ પડી છે. આવા રાજનૈતિક નેતાને અવહેવારુ કોણ કહેશે? જે માણસ દેશના લોકોમાં એક જબરી રાજનૈતિક, આધ્યાત્મિક અને સાંસ્કૃતિક જાગૃતિ ઉત્પન્ન કરી દે અને એમને આ બધાં ક્ષેત્રોમાં ઝપાટાબંધ આગળ લઈ જાય, તેને હવાઈ કિલ્લાઓમાં રહેનાર કોણ કહેશે? હું ધારું છું કે ગાંધીજીથી વધારે ચતુર અને વહેવારુ રાજનીતિજ્ઞ ઓછા જોવામાં આવે છે.

પણ ખરી વાત તો એ છે કે, ગાંધીજીના જીવનમાં રાજકારણ ગૌણ છે. એમનામાં અસલ વસ્તુ તો ધર્મ છે. રાજકારણ એમણે ધારણ કર્યું, કારણ કે એમને માટે એ પણ મોક્ષનું એક સાધન છે. ખાદી શું કે હરિજન-કાર્ય શું, પાણીના ઉપચાર શું કે વાછડાનો વધ શું, એમની બધી જ પ્રવૃત્તિઓ મોક્ષનાં સાધન છે. એમનું લક્ષ્ય ઈશ્વરસાક્ષાત્કાર છે. ઉપરોક્ત બધી પ્રવૃત્તિઓ એમને માટે કેવળ સાધનો છે. જેઓ ગાંધીજીને કેવળ એક રાજનૈતિક નેતાના રૂપમાં જુએ છે, તેમને માટે એમનું ઈશ્વરનું રટણ, એમની પ્રાર્થના, એમનો અંતર્નાદ, એમની અહિંસા, અને એમની બીજી બધી આધ્યાત્મિકતા, એ બધી વસ્તુઓ કોયડારૂપ છે. જેઓ એમને આત્મજ્ઞાનીના રૂપમાં જુએ છે, તેમને એમનું રાજકારણ કેવળ સાધન તરીકે દેખાય છે.

'आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ' *

* યોગ સાધનારને કર્મ સાધન છે, જેણે તે સાધ્યો છે તેને શાંતિ સાધન છે.

ગીતાના આ તત્ત્વને સમજીને જો આપણે ગાંધીજીનો અભ્યાસ કરીએ તો પછી એ બધું કોયડારૂપ રહેતું નથી.

'તો શું એક અધ્યાત્મવાદી માણસ રાજકારણનું સરસ રીતે સંચાલન કરી શકે?' આવો પ્રશ્ન કેટલાક લોકો પૂછે છે.

એનો ઉત્તર એ જ છે કે, જો અધ્યાત્મવાદી સંચાલન ન કરી શકે તો શું એક જૂઠો, આળસુ, લોભી, સ્વાર્થી, અધાર્મિક માણસ કરી શકે? જો એક નિઃસ્વાર્થી, ઈશ્વરભક્ત માણસ રાજકારણ ન ચલાવી શકે, તો પછી ગીતાને ફાડીને એને આપણે કચરાની ટોપલીમાં ફેંકી દેવી જોઈએ. રાજકારણ જો જૂઠ અને દાવપેચની જ બાજી હોય, તો પછી 'यतो धर्मस्ततो जयः'નો કંઈ અર્થ નથી.

ભૂલથી આપણે માની લીધું છે કે, ધર્મ અને રાજનીતિ એ બે અસંગત વસ્તુઓ છે. ગાંધીજીએ આ ભ્રમ ભાગ્યો અને પોતાના આચરણથી આપણને બતાવી દીધું કે, ધર્મ અને અર્થ એ બે જુદી વસ્તુઓ નથી. સૌથી મોટો અર્થ — પરમ-અર્થ પરમાર્થ છે. ગીતાએ જે કહ્યું તેનું ગાંધીજીએ આચરણ કર્યું. જેને આપણે કેવળ નિત્યપાઠ કરવા માટેની વસ્તુ સમજતા હતા, તે આચરણની વસ્તુ છે, કેવળ પાઠની નહિ, એ આપણને ગાંધીજીએ બતાવ્યું. ગાંધીજીએ કંઈ નવી વસ્તુ નથી કહી. રાજકારણ અને ધર્મનો જેમ શ્રીકૃષ્ણે સમન્વય કર્યો, રાજા હોવા છતાં જનકે જેમ વિરક્ત પુરુષ જેવું આચરણ કર્યું, એ જ રીતે ગાંધીજીએ પોતાના આચરણ દ્વારા કર્મયોગને પ્રત્યક્ષ કર્યો. જે તલવારને કાટ લાગ્યો હતો તેને સરાણ પર ચડાવીને ગાંધીજીએ નવી બનાવી દીધી.

# ૧૦

સન ૧૯૩૩ના એપ્રિલની ૨૯મી તારીખની વાત છે. એ દિવસોમાં હરિજનોનો પ્રશ્ન ગાંધીજીનું હૃદય ઠીક ઠીક વલોવી રહ્યો હતો. યરવડા-કરાર પછી દેશમાં એ નવું મોજું આવી રહ્યું હતું. હજારો વરસ સુધી હરિજનો પર કરેલા અત્યાચારોને માટે ઠેકઠેકાણે ઊંચ વર્ણના હિંદુઓમાં આત્મગ્લાનિ પ્રગટી હતી. હરિજન સેવક સંઘ પોતાનું કાર્ય ઝપાટાબંધ વિસ્તારતો જતો હતો. વાઇસરૉય વિલિંગ્ડને માની લીધું હતું કે, ગાંધીવાદ હમેશને માટે ખતમ થવા આવ્યો છે. પણ વડા પ્રધાન રામસે મેકડાનલ્ડના નિર્ણય સામેના ગાંધીજીના આમરણ ઉપવાસે, દેશમાં આવેલી શિથિલતાનો એક ક્ષણમાં નાશ કરીને નવું ચેતન પેદા કર્યું. લોકોએ રાજકીય સત્યાગ્રહ તો રહેવા દીધો અને ચારે તરફથી હરિજન કાર્યમાં ઊમટ્યા. આ એક ચમત્કાર હતો. વરસોથી ગાંધીજી હરિજન-કાર્યનો પ્રચાર કરતા હતા, પણ ઊંચ વર્ણના હિંદુઓના આત્માને તેઓ જાગ્રત નહોતા કરી શક્યા. જે કામ વરસોમાં નહોતું થયું તે હવે અચાનક થઈ ગયું!

પણ દરેક ક્રિયાની સાથે પ્રતિક્રિયા હોય છે, તેમ હરિજન-કાર્યને વિષે પણ બન્યું. એક તરફ હરિજનો પ્રત્યેની સહાનુભૂતિ બહુ જ વધી, તો બીજી બાજુ કટ્ટર વિચારના રૂઢિચુસ્ત લોકોની કટ્ટરતા વધી.

હરિજનો સાથે જે ખરાબ વર્તન થતું આવ્યું હતું, તે શહેરી અને નવા વિચારના લોકોની કલ્પનાશક્તિ બહારનું છે. આ સાત વરસોમાં ઊંચ વર્ણના હિંદુઓની મનોવૃત્તિમાં આશા ન રાખી શકાય એટલું બધું પરિવર્તન થયું છે, પણ તે દિવસોમાં તો ભારે ભયંકર સ્થિતિ હતી. દક્ષિણમાં તો કેવળ અસ્પૃશ્યતા જ નહોતી; પરંતુ કેટલીક જાતના હરિજનોને તો માત્ર જોવા એ પણ પાપ મનાતું હતું! હરિજનોને વારતહેવારે મિષ્ટાન્ન ન બનાવવા દેવું, ઘીની પૂરી ન બનાવવા દેવી, પગે ચાંદીનું ઘરેણું ન પહેરવા દેવું, ઘોડા પર સવારી ન કરવા દેવી, પાકું મકાન ન બાંધવા દેવું — આ સાધારણ ખરાબ વર્તનની કક્ષામાં ગણાતા અત્યાચારો તો ઘણું કરીને બધા પ્રાન્તો અને પ્રદેશોમાં એ દિવસોમાં જોવામાં આવતા હતા. જે હવે ઘણા ઓછા થઈ ગયા છે.

આ જાગૃતિને લીધે હરિજનોએ કંઈક નીડરતા બતાવવા માંડી, એટલે રૂઢિચુસ્ત લોકોનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. ઠેકઠેકાણે હરિજનોને મારપીટ થવા માંડી. જેલમાં ગાંધીજીને આ બધા સમાચારો પહોંચતા હતા. આ દુર્ઘટનાઓથી એમનું દુ:ખ વધતું જતું હતું. અસ્પૃશ્યતા હિન્દુધર્મનું કલંક છે અને ઊંચ વર્ણના હિંદુઓ પર એ પાપની જવાબદારી છે, એમ ગાંધીજી હમેશાં કહેતા આવ્યા છે. હરિજનો સાથે સારી રીતે વર્તીને આપણે આ પાપનું માત્ર પ્રાયશ્ચિત્ત કરીશું, એમ ગાંધીજીનું હમેશનું કહેવું હતું. ગાંધીજી પોતે ઊંચ વર્ણના છે, એટલે આ અત્યાચાર એમને ખૂબ કઠતો હતો; હૃદયમાં તોફાન મચ્યું હતું. શું કરવું જોઈએ, એ વિષે સંકલ્પવિકલ્પ ચાલતા હતા. પંડિતો સાથે પત્રવહેવાર ચાલતો હતો. 'ઈશ્વર આ અત્યાચાર કેમ ચાલવા

દે છે ? રાવણ રાક્ષસ હતો, પણ આ અસ્પૃશ્યતારૂપી રાક્ષસી તો રાવણથીયે ભયંકર છે. અને જ્યારે ધર્મને નામે આપણે આ રાક્ષસીની પૂજા કરીએ છીએ, ત્યારે તો આપણાં પાપનો ભાર વળી વધી જાય છે. હબસીઓની ગુલામી પણ આથી તો ક્યાંય સારી. આને ધર્મ કહીએ તો, આ ધર્મ તો મારા નાકમાં ગંધ મારે છે. આ હિન્દુધર્મ હોઈ જ ન શકે. હિન્દુધર્મ મારફતે જ હું તો ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામનો આદર કરતાં શીખ્યો છું. તો પછી આ પાપ હિન્દુધર્મનું અંગ કેમ હોઈ શકે ? પણ ત્યારે કરાય શું ?'

૨૯મા એપ્રિલની રાતે, આવા વિચાર કરતા કરતા ગાંધીજી જેલમાં ઊંઘી ગયા. થોડીક જ વાર ઊંઘ્યા હશે; એટલામાં રાતના અગિયાર વાગ્યા. જેલમાં બધું સૂમસામ હતું. વસંત ઋતુ બેસી ગઈ હતી. રાત સુંદર હતી. મધુર પવન વાતો હતો. બધા કેદીઓ ઊંઘી ગયા હતા. ફક્ત પહેરાવાળા જાગતા હતા. અગિયાર વાગ્યા પછી થોડી જ વારમાં ગાંધીજીની આંખ ઊઘડી. ઊંઘ ઊડી ગઈ. તેમના અંતરમાં મહાસાગરના જેવું તોફાન ઊપડ્યું. બેચેની વધવા લાગી. એમ લાગતું હતું કે, જાણે હૃદયમાં એક સંગ્રામ ચાલતો હતો ! એટલામાં એક અવાજ સંભળાયો. લાગતું હતું એમ કે, જાણે આ અવાજ ઘણે દૂરથી આવતો હતો; છતાં નજીકમાં જ કોઈ બોલતું હોય એમ પ્રતીત થતું હતું. પણ એ અવાજ એવો હતો કે તેની અવગણના કરવી એ અશક્ય હતું. અવાજે કહ્યું, 'ઉપવાસ કર.' ગાંધીજીએ એ સાંભળ્યું. એમને કંઈ સંદેહ ન રહ્યો. એમને ખાતરી થઈ ગઈ કે, આ ઈશ્વરી વાણી છે. હવે અંતરનું તોફાન શાંત થઈ ગયું; બેચેની દૂર થઈ; તેઓ સ્વસ્થ

થઈ ગયા. કેટલા દિવસ ઉપવાસ કરવા, ક્યારે પ્રારંભ કરવો, એનો નિર્ણય કરીને તેમણે એ વિષે પોતાનું નિવેદન પણ લખી નાખ્યું. પછી સૂઈ ગયા અને ગાઢ નિદ્રામાં પડ્યા.

બ્રાહ્મમુહૂર્તમાં ઊઠીને વલ્લભભાઈ અને મહાદેવભાઈ સાથે પ્રાર્થના કરી. તેમાં, 'उठ जाग मुसाफिर भोर भयो, अब रैन कहाँ जो सोवत है,' એ ભજન મહાદેવભાઈએ સહજ ભાવે અણધાર્યું ગાયું. ગાંધીજીએ મહાદેવભાઈને કહ્યું કે, 'તમે રાતે જાગ્યા છો એટલે થોડો વધારે આરામ લો.' મહાદેવભાઈ સૂઈ ગયા. ગાંધીજીએ કેવો ભીષણ સંકલ્પ કરી લીધો છે એની એમને તો ખબર પણ નહોતી. જે નિવેદન તૈયાર કર્યું હતું તે ગાંધીજીએ વલ્લભભાઈને આપ્યું. સરદારે એ એક વાર વાંચ્યું, બે વાર વાંચ્યું; પછી તો સ્તબ્ધ થઈ ગયા. એમાં દલીલને કંઈ સ્થાન નહોતું. અને સરદાર તો ગાંધીજીના સ્વભાવને સારી રીતે જાણે છે. 'નાયગરાના ધોધને રોકવાનો પ્રયત્ન કરવો વ્યર્થ છે. મહાદેવ, એમનાથી વધારે શુદ્ધ અને સમજણો બીજો કોણ છે ? એવો હોય તે એમની સાથે દલીલ કરે. હું તો નહિ કરું.' સરદારે મહાદેવભાઈને આટલું જ કહ્યું અને 'ईश्वरेच्छा बलीयसी' એમ સમજીને ચૂપ થઈ ગયા.

મહાદેવભાઈએ સાધારણ દલીલ કરી, પણ છેવટે ઈશ્વર પર ભરોસો રાખીને એ પણ ચૂપ રહ્યા. બીજે દિવસે સવારે તો બધી જગ્યાએ ખબર પહોંચી ગઈ. આખા દેશમાં સનસનાટી વ્યાપી ગઈ. હું ઠર્યો હરિજન સેવક સંઘનો પ્રમુખ; મારી પાસે સંદેશો આવ્યો, ને તેમાં ગાંધીજીએ એમેય જણાવ્યું હતું કે, 'પૂના ન આવો. જે કર્તવ્ય છે તે ત્યાં રહીને જ કરો.' મને સ્પષ્ટ યાદ આવે છે કે, મને અને ઠક્કર બાપાને આ

સંદેશાથી વિશેષ ચિંતા ન થઈ. એટલી બધી ભીષણ આફતોમાંથી ગાંધીજી પાર ઊતર્યા છે કે, આ અગ્નિપરીક્ષામાંથી પણ તે સફળતાપૂર્વક પસાર થશે, એવો મને દૃઢ વિશ્વાસ હતો. એટલે મેં તો એમ જ લખી દીધું કે, 'ઈશ્વર સૌનું કલ્યાણ કરશે. અમે આપને માટે અહર્નિશ શુભ પ્રાર્થના કરીશું. આપના ઉપવાસ સફળ થાઓ, અને તે સૌનું કલ્યાણ કરો.'

પણ રાજાજીને એટલો જલદી સંતોષ થાય એમ ક્યાં હતું ? તેમણે ગાંધીજી સાથે સારી પેઠે શાસ્ત્રાર્થ કર્યો, દલીલો કરી, પણ કાંઈ વળ્યું નહિ. દેવદાસે પણ અત્યંત દુઃખપૂર્વક આજીજી કરી. દક્ષિણ આફ્રિકાથી જનરલ સ્મટ્સે તાર કર્યો કે, 'આપ ઉપવાસ ન કરશો.' પણ ઈશ્વરી આજ્ઞા આગળ ગાંધીજી કોનું સાંભળવાના હતા ? સરકારે પણ જ્યારે જોયું કે ઉપવાસ તો ચાલુ થયા, ત્યારે તેણે તેમને લેડી ઠાકરસીના 'પર્ણકુટી' બંગલામાં પહોંચાડી દીધા. એકવીસ દિવસના આ ઉપવાસ એક અઘરી વસ્તુ હતી. તે અગાઉ થોડા જ મહિના ઉપર એક ઉપવાસ થઈ ચૂક્યો હતો. તેનાથી ગાંધીજીને સારી પેઠે અશક્તિ આવી ગઈ હતી. અગાઉના એ ઉપવાસ શરૂ થયા પછી થોડા જ દિવસમાં તેમના પ્રાણ જોખમમાં આવી ગયા હતા. એટલે આ ઉપવાસમાં પ્રાણ બચશે કે કેમ, તેની અનેક લોકોને શંકા હતી. પણ ગાંધીજીએ કહ્યું, 'મને મરવાની અભિલાષા નથી. હરિજનોની સેવા માટે હું જીવવા ઇચ્છું છું. પણ મરવાનું જ હોય તોપણ શી ફિકર ? અસ્પૃશ્યતાની ગંદકી હું જાણતો હતો તે કરતાં કેટલીય વધારે ઊંડી છે. તેથી જો જીવતા રહેવું હોય, તો મારે અને મારા સાથીઓએ વધારે સ્વચ્છ બનવું જોઈએ. હરિજનોની હું સેવા કરું એવી જો

ઈશ્વરેચ્છા હશે તો, મારો ભૌતિક ખોરાક બંધ થવા છતાં, ઈશ્વર મને જે આધ્યાત્મિક ભોજન મોકલતો રહેશે તે આ દેહને ટકાવી રાખશે. અને બધા પોતપોતાના કર્તવ્યનું પાલન કરતા રહેશે તો એ પણ મને ખોરાકનું કામ દેશે. કોઈ પોતાને સ્થાનેથી ન ખસે. કોઈ મને ઉપવાસ રોકવાનું ન કહે.'

સને ૧૯૩૩ના મેની ૮ મી તારીખે ઉપવાસ શરૂ થયા, અને ૨૯ મી તારીખે ઈશ્વરની કૃપાથી સફળતાપૂર્વક સમાપ્ત થયા. ઉપવાસ પૂરા થયા પછી થોડા દિવસે ગાંધીજીએ કહ્યું, 'આ ઉપવાસ તો શું, એ તો મારી ૨૧ દિવસની નિરંતર પ્રાર્થના હતી. મારી ઉપર એની જે શુભ અસર થઈ તે હું હવે અનુભવી રહ્યો છું. આ ઉપવાસ કેવળ પેટનો જ નિરાહાર નહોતો, બલ્કે બધી ઇંદ્રિયોનો નિરાહાર હતો. ઈશ્વર સાથે સંલગ્ન થવાનો અર્થ જ બધી શારીરિક ક્રિયાઓની અવગણના છે. અને એ અવગણના એવી અંતિમ હદની કે આપણે કેવળ ઈશ્વર વગર બીજી બધી વસ્તુઓ ભૂલી જઈએ. આવી અવસ્થા સતત પ્રયત્ન અને વૈરાગ્ય પછી જ પ્રાપ્ત થાય છે. તેથી આવા બધા ઉપવાસો એક જાતની એકાગ્ર ઈશ્વરભક્તિ છે, એમ કહેવું જોઈએ.'

સને ૧૯૨૪ના ઉનાળાની વાત છે. ગાંધીજી જેલમાંથી છૂટીને આવ્યા હતા. એપેન્ડિસાઈટીસની શસ્ત્રક્રિયા થોડા દિવસ પહેલાં જ થઈ હતી. શરીર કંઈક દુર્બળ હતું, તેથી તબિયત સુધારવાને સારુ જુહુમાં રહેતા હતા. હું રોજ એમની સાથે ફરતો, પાસે બેસતો, અને દરેક વિષય પર કલાકો સુધી એમની સાથે ચર્ચા કરતો. એક દિવસ ઈશ્વર વિષે ચર્ચા ચાલતી

હતી, તેમાં મેં પ્રશ્ન કર્યો, 'ઈશ્વરનો સાક્ષાત્કાર આપ કરી ચૂક્યા છો એમ આપ માનો છો?'

'નહિ, હું એવું નથી માનતો. હું આફ્રિકામાં હતો ત્યારે મને લાગતું હતું કે હું ઈશ્વરની બહુ નજીક પહોંચી ગયો છું. પણ મને લાગે છે કે ત્યાર પછી મારી સ્થિતિ ઉન્નત નથી થઈ. બલ્કે હું વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે, હું પાછો હઠ્યો છું. મને ક્રોધ ન આવે એવી મારી અવસ્થા નથી. પણ મારામાં ક્રોધ થતો હું જોઉં છું એટલે મારા પર ક્રોધનો સ્થાયી પ્રભાવ નથી પડતો. પણ એટલું ખરું કે મારો પ્રયત્ન ઉગ્ર છે. આ જ જીવનમાં સાક્ષાત્કાર કરવાની આશા તો રાખું છું. પણ બાજી ભગવાનને હાથ છે. મારો પ્રયત્ન ચાલુ છે.'

આ વાતને આજે સોળ વરસ થઈ ગયાં. ત્યાર પછી નથી મેં કદી કુતૂહલ કર્યું કે નથી એવા પ્રશ્ન પૂછ્યા. પણ હું જોઉં છું કે, ઈશ્વર પ્રત્યેની એમની શ્રદ્ધા અને આત્મ-વિશ્વાસ ઉત્તરોત્તર વધતાં જ જાય છે. થોડા દહાડા ઉપર કોઈની સાથે વાત કરતા હતા તેમાં કહેવા લાગ્યા :

'હવે મારાથી બહુ વાદવિવાદમાં પડી શકાતું નથી. મને મૌન પ્રિય લાગે છે. પણ મૂક વાણીની કંઈ અસર નથી એમ હું નથી માનતો. અસલ વાત તો એમ છે કે મૂક વાણી સ્થૂળ વાણી કરતાં કેટલીયે બળવાન છે. લોકો સત્યાગ્રહની વાત કરે છે. સત્યાગ્રહ શરૂ થયો તો એ નિશ્ચય માનજો કે, પહેલાં મારે જેમ કરવું પડતું કે વ્યાખ્યાનો આપવાં પડતાં એવું કંઈ મારે હવે નહિ કરવું પડે. સમજી લો કે, સેવાગ્રામમાં જ બેઠો બેઠો હું તેને દોરું, એટલો આત્મવિશ્વાસ તો આવી ગયો

છે. ઈશ્વરનો પૂર્ણ સાક્ષાત્કાર થઈ જાય તો મારે એટલું પણ ન કરવું પડે; હું સંકલ્પ કરું કે કાર્ય થઈ જાય. એ સ્થિતિને માટે પણ મારો પ્રયત્ન ચાલુ છે.'

આ શબ્દો મર્મસ્પર્શી છે. એ આપણને યાદ દેવડાવે છે કે, આપણી અંદર એવી અકથ્ય શક્તિ ભરેલી છે કે જેને આપણે ઈશ્વરના નામે સંબોધી શકીએ.

અમુક કામમાં ઈશ્વરનો હાથ છે એમ તો ગાંધીજીએ અનેક વાર કહ્યું છે. પણ પ્રત્યક્ષ આકાશવાણી થઈ હોય એવો આ એમનો કદાચ પ્રથમ અનુભવ હતો. હું ધારું છું કે એમાં એમની ઈશ્વરશ્રદ્ધાનું સૌથી મોટું દર્શન થાય છે. મેં આ આકાશવાણીના ચમત્કાર વિષે એમની સાથે લાંબી વાતો કરી. પણ વાતો કરતી વખતે મને લાગ્યું કે, આ વસ્તુ મને પૂરેપૂરી રીતે સમજાવવાને એમની પાસે સુગમ ભાષા નહોતી. કેટલીયે સરળતાથી સમજાવે, કેટલીયે પ્રબુદ્ધ ભાષાનો ઉપયોગ કરે; પણ આખરે જે વસ્તુ ભાષાતીત છે તે વિષે કોઈ શું સમજાવે? જ્યારે આપણે કહીએ છીએ કે 'એક અવાજ આવ્યો,' ત્યારે આપણે કેવળ એક માનવી ભાષાનો જ પ્રયોગ કરીએ છીએ. ઈશ્વરની કોઈ આકૃતિ ન હોઈ શકે; અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ઇત્યાદિથી ઈશ્વર બાધિત પણ નથી, પછી એનો અવાજ કેવો, આકૃતિ કેવી? છતાં અવાજ તો આવ્યો, એની ભાષા કઈ? 'આપણે બોલીએ છીએ એ જ ભાષા.' 'એનો અર્થ એ છે કે, આપણને કોઈ કંઈ કહી રહ્યું છે એમ લાગે છે. પરંતુ એવો ભ્રમ પણ હોઈ શકે.' 'હા, ભ્રમ પણ હોઈ શકે, પરંતુ આ ભ્રમ નહોતો.' એનો અર્થ એ પણ થયો કે એ વાણી સાંભળવાની પાત્રતા જોઈએ. એક માણસને ભ્રમ

થઈ શકે. એ જો એને આકાશવાણી કહે તો નકામી અંધશ્રદ્ધા ફેલાવે. બીજો માણસ અધિકારી છે, જાગ્રત છે. એ કહી શકે કે એ ભ્રમ નહોતો. બીજી વસ્તુઓની પેઠે આકાશવાણી પણ અધિકારી જ શાંભળી શકે. સૂર્યનું પ્રતિબિંબ કાચ પર જ પડે, પથ્થર પર નહિ.

એકવીસ દિવસનો આ ધાર્મિક ઉપવાસ ગાંધીજીના અનેક ઉપવાસોમાંનો એક હતો. ટૂંકા ટૂંકા ઉપવાસ ન ગણીએ તોપણ આજ સુધીમાં લગભગ દશબાર ઉપવાસ તો એવા થયા છે, જેમાં એમણે પોતાના પ્રાણ હોડમાં મૂક્યા.

બીજા ગુણોની જેમ ઉપવાસની આ વસ્તુ ગાંધીજીમાં કેવી રીતે જાગ્રત થઈ એ ન કહી શકાય. ગુલાબનું ફૂલ પહેલાં ઉત્પન્ન થયું કે એની સુગંધ? કઈ વસ્તુ પહેલી જાગ્રત થઈ અને કઈ પાછળથી, એનું અનુમાન કરવું જોકે મુશ્કેલ છે; પણ આપણે એટલું તો કહી શકીએ કે, એમનાં માતાની ઉપવાસવૃત્તિએ કદાચ ગાંધીજીની ઉપવાસ-ભાવના જાગ્રત કરી. એમનાં માતા અત્યંત ધાર્મિક વૃત્તિનાં હતાં. ઉપવાસમાં એમને બહુ શ્રદ્ધા હતી. નાના મોટા ઉપવાસ આખું વરસ ચાલ્યા જ કરતા. પણ ચાતુર્માસમાં તો એકટાણું જ થતું. અને તેમણે કેટલાંયે ચાંદ્રાયણ વ્રતો કરેલાં. એક ચાતુર્માસમાં તેમણે વ્રત લીધું કે, સૂર્યદર્શન કર્યા વિના ભોજન નહિ કરું. વરસાદના દિવસોમાં ક્યારેક સૂર્ય કેટલાય દિવસો સુધી દેખાતો નહિ, અને દેખાય તોપણ થોડી મિનિટો માટે. બાળક ગાંધી અગાસી પર ચઢીને એક નજરે તાકીને સૂર્ય નીકળવાની રાહ જોતા, અને સૂર્ય દેખાતાં જ માને ખબર આપતા. પણ કોઈ કોઈ વાર બિચારી મા આવે તે પહેલાં જ સૂર્યદેવ વાદળાંમાં

અલોપ થઈ જતા. પણ માને તેથી અસંતોષ થતો નહિ. 'બેટા, ચિંતા ન કર. ઈશ્વરની એમ જ ઇચ્છા હશે કે આજે હું ભોજન ન કરું.' આટલું કહીને તે પોતાને કામે વળગતાં.

બાળક ગાંધી પર એની શી છાપ પડે એ આપણે સહેજે કલ્પી શકીએ. અને એની જબરી છાપ પડી. પહેલો ઉપવાસ તેમણે આફ્રિકામાં કર્યો એમ લાગે છે. ત્યારે તેઓ 'ટૉલ્સ્ટૉય ફાર્મ'માં આશ્રમ ચલાવતા હતા. થોડા દિવસ માટે એ બહારગામ ગયા હતા. પાછળથી એમને ખબર પડી કે બે આશ્રમવાસીઓનું નૈતિક પતન થયું હતું. એથી એમના મનમાં આઘાત તો લાગે જ; પરંતુ એમને એમ લાગ્યું કે, આવા પતનની જવાબદારી કેટલેક અંશે આશ્રમના ગુરુ પર પણ હોય છે. અને આશ્રમના સંચાલક ગાંધીજી હતા, એટલે એમને આ દુર્ઘટનામાં પોતાની જવાબદારી લાગી. આને માટે ગાંધીજીએ સાત દિવસના ઉપવાસ કર્યા. થોડા જ દિવસ પછી આ જ ઘટના સંબંધી એમને બીજા ચૌદ દિવસના ઉપવાસ કરવા પડ્યા.

ત્યાર પછી બીજા અનેક ઉપવાસ થયા છે. દેશમાં આવ્યા પછી આવી જ ઘટનાઓને લઈને એક બે વાર બીજા ઉપવાસ કર્યા. અમદાવાદની મિલ હડતાળ માટે એક વાર ઉપવાસ કર્યા. હિંદુમુસ્લિમ ઐક્યને માટે એકવીસ દિવસના ઉપવાસ કર્યા. હરિજનોની બેઠકોના સંબંધમાં વડા પ્રધાન મેકડોનલ્ડના ચુકાદા સામે આમરણ ઉપવાસ કર્યા અને પછી હરિજન-પ્રાયશ્ચિત્ત માટે ઉપવાસ કર્યા. જેલમાં હરિજન-કાર્ય માટે સરકારે તેમના પર અંકુશ મૂક્યો. ત્યારે વળી ઉપવાસ કર્યા. હરિજન-પ્રવાસ સમાપ્ત થયા પછી વર્ધામાં, કેટલાક હરિજન-સેવકોના અસહિષ્ણુ વર્તનના પ્રાયશ્ચિત્તરૂપે સાત દિવસના



બાપુ : આગગાડીમાં મુસાફરી કરતા
[ કે. જી. શેઠ (વઢવાણ)ના સૌજન્યથી ]

ઉપવાસ કર્યા. રાજકોટમાં ઉપવાસ કર્યા. વડા પ્રધાનના ચુકાદા સામે જે ઉપવાસ કર્યા તેની સફળ પૂર્ણાહુતિમાં મારો પણ કંઈક હિસ્સો હતો. એટલે એ ઉપવાસનું નજીક રહીને અવલોકન અને અધ્યયન કરવાની મને પૂરતી તક મળી.

એ વખતે ગાંધીજી જેલમાં જ હતા. સત્યાગ્રહ ચાલતો હતો, જોકે લોકોનો થાક વધતો જતો હતો. એકાએક એક બૉમ્બ પડ્યો — લોકોએ સાંભળ્યું કે ગાંધીજીએ આમરણ ઉપવાસ કરવાનો નિશ્ચય કર્યો છે. ચારે બાજુ ખળભળાટ મચ્યો. છાપાંમાં આ સમાચાર વાંચીને જ હું તો ગભરાઈ ગયો. ગાંધીજીને મેં તાર કર્યો કે, 'શું કરવું જોઈએ? હું તો ભયભીત થઈ ગયો છું.' તરત જ જવાબ આવ્યો, 'ચિંતાની કંઈ વાત નથી; રાજી થવાની વાત છે. અત્યંત દલિત લોકોને માટે આ અંતિમ યજ્ઞ કરવાની ઈશ્વરે મને તક આપી છે. ઉપવાસ બંધ ન થઈ શકે, એ વિષે મને કંઈ શંકા નથી. અહીંથી કંઈ સૂચના કે સલાહ મોકલવાને માટે હું મારામાં પાત્રતા નથી જોતો.' શું કરવું જોઈએ એ કોઈને સમજાયું નહિ. પણ અમારા બધાનાં મોં પૂના તરફ ફર્યાં. અને લોકો એકે એકે ત્યાં પહોંચવા લાગ્યા.

રાજાજી, દેવદાસ અને હું તો તરત જ પૂના પહોંચ્યા ગયા. પૂજ્ય માલવીયજી, સર તેજ બહાદુર સપ્રુ, શ્રી. જયકર, રાજેન્દ્રબાબુ, રાવબહાદુર રાજા, આ લોકો પણ એક પછી એક મુંબઈ અને ત્યાંથી પૂના પહોંચવા લાગ્યા. પાછળથી ડૉ. આંબેડકરને પણ બોલાવવામાં આવ્યા હતા. સરકારની પરવાનગી લઈને સર પુરુષોત્તમદાસ, સર ચૂનીલાલ, મથુરાદાસ ત્રિકમજી, અને હું સૌથી પહેલાં ગાંધીજીને જેલમાં મળ્યા. ગાંધીજી સાથે

અમારી મુલાકાત જેલ સુપરિન્ટેન્ડન્ટની ઑફિસમાં કરાવવામાં આવી. ઉપવાસ હજી શરૂ નહોતા થયા. સુપરિન્ટેન્ડન્ટની ઑફિસ પહેલે માળે હતી. બારીઓમાંથી જેલનો ઘણો ભાગ દેખાતો હતો. જ્યાં ફાંસી દેવાય છે એ ચોગાન પણ બારીમાંથી દેખાતું હતું. ગાંધીજીને આવવાનો રસ્તો એ જ ચોગાનની દીવાલની પાસે થઈને હતો. લગભગ નવ મહિનાથી મેં ગાંધીજીને નહોતા જોયા. અચાનક બારીમાંથી મેં ગાંધીજીને ઝડપથી અમારી તરફ આવતા જોયા. હું બધી ચિંતા ભૂલી ગયો. ગાંધીજી તો જાણે કંઈ બન્યું જ ન હોય એમ ઝટપટ ચાલ્યા આવતા હતા. ફાંસીનું ચોગાન એમની તરફ હતું. બે ત્રણ દિવસ પહેલાં જ ત્યાં એક માણસને ફાંસી દેવામાં આવી હતી એમ મેં સાંભળ્યું. મારું હૈયું ભરાઈ આવ્યું : આ માણસ!— અને આવી જગ્યાએ!

ગાંધીજી ઉપરના ખંડમાં આવ્યા. મેં બહુ પ્રેમપૂર્વક એમનો ચરણસ્પર્શ કર્યો. પછી તો કામની વાતો થવા લાગી. તેમણે બહુ સાવધાનીથી દરેક વસ્તુ વિગતવાર સમજાવી. ઉપવાસ કેવી રીતે અટકી શકે, એટલે કે શરૂ થયા પછી કેવી રીતે સમાપ્ત થઈ શકે, તેની શરતો તેમણે વિગતવાર કહી. એમની સાથે વાત કર્યા પહેલાં એમનું કાર્ય અમને આવશ્યકતા કરતાં વધુ કઠોર લાગતું હતું તે, વાત કર્યા પછી, ધર્મ છે, એક કર્તવ્ય છે, એમ લાગવા માંડ્યું. મનમાં અંકાયેલી એમની છબીની સાથે અમે મુંબઈ પાછા ફર્યા, અને પૂજ્ય માલવીયજી અને બીજા નેતાઓને બધા સમાચાર સંભળાવ્યા.

એ સમયે આપણા નેતાઓ ખૂબ આળસની સાથે અમૂંઝણમાં પડી જઈને કેવા કિંકર્તવ્યમૂઢ બન્યા હતા. એ

મને યાદ આવે છે. ન કોઈને ગાંધીજીના ઉપવાસ પસંદ હતા, ન એમની રચનાત્મક સલાહની ઉપયોગિતા કોઈ માનતું હતું; અને ન કોઈને ખ્યાલ હતો કે, સમયની બરબાદી ગાંધીજીનો જાન જોખમમાં નાખે છે. ફરી ફરીને એ જ વાત આવતી કે, 'એમણે આમ નહોતું કરવું જોઈતું. આ એમની જબરદસ્તી છે. એમણે હજી પણ સમજવું જોઈએ અને ઉપવાસ છોડી દેવા જોઈએ.' પરંતુ, નથી ગાંધીજી ઉપવાસ છોડી શકે એમ કે નથી આ વિવેચન કરવાનો સમય, એ કોઈને લાગતું પણ નહોતું. મડાગાંઠનો ઉકેલ કરીને ગાંધીજીના પ્રાણ કેમ બચાવવા એ એક જ પ્રશ્ન અમારી સામે હતો. મને બરોબર યાદ છે કે, નેતાઓમાં એક જ માણસ એવો હતો કે જેનું મગજ કંઈક રચનાત્મક કામ કરી રહ્યું હતું. એ હતા સર તેજબહાદુર સપ્રુ. પણ ગાંધીજીના પ્રાણ બચાવવાની જવાબદારી તો, ખરું જોતાં, ઈશ્વરે લીધેલી હતી. અમે તો નકામી ચિંતા કરતા હતા.

ઉપવાસ શરૂ કરતા પહેલાં ગાંધીજીએ જોકે પૂરતો સમય આપ્યો હતો, પણ એનો કંઈ સાર્થક ઉપયોગ ન થઈ શક્યો. ગાંધીજી બધો કારભાર પોતાના હાથમાં ન લઈ લેત તો કોઈ ઉપયોગી કામ થાત કે નહિ, એમાં પણ મને શંકા છે. ઉપવાસ શરૂ થતાં જ સરકારે જેલના દરવાજા ખોલી નાખ્યા. એનું પરિણામ એ આવ્યું કે, કંઈ પણ અટકાયત વગર ગાંધીજીને મળવાનું થયું. એટલે આ કામની લગામ પૂરેપૂરી ગાંધીજીના હાથમાં આવી ગઈ. સરકારનું તો એમ જ કહેવું હતું કે, હરિજનો અને ઊંચ વર્ણના લોકોમાં જે કોઈ સમજૂતી થાય તે સરકાર માન્ય રાખશે. આથી કરીને, ઊંચ વર્ણના અને હરિજનોના નેતાઓ વચ્ચે સમજૂતી થાય એ જ ખરું કામ હતું.

સમજૂતીની ચર્ચામાં આમ તો અમે રાતદિવસ મંડ્યા રહેતા હતા, પણ સિદ્ધાન્તો સંબંધી તો, ખરું જોતાં બે જ માણસને—ગાંધીજી અને ડૉ. આંબેડકરને—નિર્ણય કરવાનો હતો. પણ આ સિદ્ધાંતોના પાયા પર પણ એક દીવાલ તો ચણવાની જ હતી. તેમાં સર તેજબહાદુર સપ્રુની બુદ્ધિનો પ્રકાશ અમને ખૂબ મદદ આપતો હતો. મેં જોયું કે ગાંધીજી ધીમે ધીમે અશક્ત થતા જતા હતા, પણ એમની માનસિક શક્તિમાં કંઈ ફરક પડ્યો નહોતો. આખો દિવસ ક્યારેક ઊંચ વર્ણના નેતાઓ સાથે તો ક્યારેક આંબેડકર સાથે, બરાબર એમની મસલત ચાલતી જ રહેતી હતી.

રાજાજી, દેવદાસ અને હું અમારી રીતે કામને આગળ ધપાવી રહ્યા હતા. પણ લગામ તો સંપૂર્ણ રીતે ગાંધીજીના જ હાથમાં હતી. તે વખતે ગાંધીજીની ધીરજ, એમની અસીમ શ્રદ્ધા, એમની નિર્ભયતા, એમની અનાસક્તિ, એ બધું જોવા જેવું હતું. મૃત્યુ દરવાજે ઊભું હતું. સરકાર ક્રૂરતાપૂર્વક તટસ્થ થઈને ઊભી હતી. આંબેડકરનું હૃદય કડવાશથી ભરેલું હતું. અને હિન્દુ નેતાઓ સવારથી સાંજ અને સાંજથી સવાર કરતા, પણ સમજૂતી હજી માઈલો દૂર હતી. રાજાજીને, દેવદાસને અને મને કોઈ કોઈ વાર ચીડ ચડતી. પણ ગાંધીજી બધી ચિંતા ઈશ્વરને સોંપીને શાંત બેઠા હતા.

એક દિવસ જેલમાં મસલત ચાલતી હતી ત્યારે ગાંધીજીએ હિંદુ નેતાઓને કહ્યું. 'ઘનશ્યામદાસે મારી એક સૂચના તમને કહી હશે.' એક નેતાએ તરત જ કહી નાખ્યું, 'નહિ, અમને તો કંઈ ખબર નથી.' ગાંધીજીએ ક્ષણિક રોષથી કહ્યું, 'એ મારા દુર્ભાગ્યની વાત છે.' મને આઘાત લાગ્યો. મને

ખબર હતી અને એ નેતાને પણ ખબર હતી કે, ગાંધીજીની બધી સૂચનાઓ મેં એમને કહી હતી. પણ જેઓ ગાંધીજીને એક અવહેવારુ, હવામાં ઊડનાર માણસ માને છે, તેમને ગાંધીજીની સૂચના સાંભળવાની પણ ફુરસદ નહોતી. એ સૂચના એમણે કેવળ મજાકમાં ઉડાવી દીધી હતી. મેં બધી વાત યાદ દેવડાવી એટલે એ નેતાએ પોતાની ભૂલ સુધારી. પણ ખરાબ છાપ તો પડી ચૂકી હતી. આ જ રીતે તે દિવસે કોઈક નાની સરખી વાત માટે દેવદાસ અને રાજાજી ઉપર પણ ગાંધીજીને થોડો રોષ આવી ગયો હતો. રાત્રે નવ વાગ્યે સૂવાને વખતે ગાંધીજીને દુઃખ થવા લાગ્યું. 'મેં રોષ કરીને મારા ઉપવાસનું માહાત્મ્ય ઉતારી પાડ્યું.' રોષ તો એ હતો જ ક્યાં? પળવારનો આવેશ હતો. પણ ગાંધીજીના સ્વભાવને એટલું પણ અસહ્ય હતું. પોતાનો દોષ તલ જેવડો પણ હોય તો તેને પહાડ સમાન માનવો અને પારકો દોષ પહાડ જેવડો હોય તોપણ તેને તલ જેવડો માનવો, એ એમની ફિલસૂફી છે. બિહારમાં ધરતીકંપ થયો ત્યારે તેને એમણે 'આપણાં પાપોનું ફળ' માન્યું.

ગાંધીજીએ તરત રાજાજીને બોલાવ્યા અને એમની આગળ બહુ દિલગીર થયા. આંખોમાંથી આંસુઓની ધારા ચાલી. રાત્રે અગિયાર વાગ્યે જેલ અધિકારીઓ મારફત દેવદાસને અને મને બોલાવવામાં આવ્યા. હું તો ઊંઘી ગયો હતો, પણ દેવદાસ ગયા. ગાંધીજીએ એમની ક્ષમા માગી. પિતાને પુત્રની ક્ષમા શી માગવાની હોય! પણ એક મહાન પિતા પોતાનું વર્તન સો ટચના સોના જેવું શુદ્ધ ન રાખે તો પછી દુનિયાને શું શીખવી શકે!

રાજાજી અને દેવદાસ બંને આગળ ગાંધીજીએ દિલગીરી દર્શાવી અને કહ્યું કે, 'અત્યારે જ જઈને ઘનશ્યામદાસ આગળ પણ મારી દિલગીરી વ્યક્ત કરો.' એમણે તો મને જગાડવાનું પણ યોગ્ય ન માન્યું, કેમકે એ વસ્તુને અમે તલભાર પણ વજન નહોતું આપ્યું. પણ આ ગાંધીજીની મોટાઈ છે. કેટલાક મહિના પછી કરેલા 'આકાશવાણી'વાળા ઉપવાસ વખતે પણ આ જ રીતે રાજાજી અને શંકરલાલ પર તેમને કંઈક રોપ આવી ગયો હતો. એને માટે એમણે રાજાજીને એક માફીપત્ર મોકલ્યો હતો. રાજાજીએ તો એ પત્ર મજાકમાં ઉડાવી દીધો; કારણ કે જે ચીજને ગાંધીજી રોપ માનતા હતા તે અમારી દૃષ્ટિએ રોપ જ નહોતો.

પણ આ તો વળી બીજા ઉપવાસની વાત વચ્ચે આવી ગઈ. જેની વાત ચાલે છે એ ઉપવાસ તો ચાલતો જ હતો. સવાર થતી અને પાછી સાંજ પડતી. મામલો એક ડગલું પણ આગળ નહોતો વધતો. દેવદાસ તો એક દિવસ કાયર થઈને રોવા લાગ્યા. ગાંધીજીની સ્થિતિ નાજુક થતી જતી હતી. એક તરફ આંબેડકર કઠોર થઈને વાતો કરતા હતા અને બીજી તરફ હિન્દુ નેતાઓ કેટલીક નાની મોટી બાબતો પર હઠ કરતા હતા. મોટી મોટી લગભગ બધી બાબતોનો નિર્ણય થઈ ગયો હતો; પણ એક પણ પ્રશ્ન બાકી રહે ત્યાં સુધી અંતિમ સમજૂતી આકાશકુસુમવત્ હતી. અને અંતિમ સમજૂતી થયા વગર એમની પ્રાણરક્ષા અશક્ય હતી.

હરિજનોને કેટલી બેઠકો આપવામાં આવે એ આંબેડકર સાથે નક્કી કરી લીધું હતું. કયા પ્રાંતમાં કેટલા હરિજન છે, ન્યાયપૂર્વક એમને કેટલી બેઠકો મળે, એની માહિતી ઠક્કર

બાપાને સારી પેઠે હતી. એ માહિતી તે વખતે અમારા કામમાં આવી. ચૂંટણી કઈ પદ્ધતિએ થાય એ વિષે પણ આંબેડકર સાથે સમજૂતી થઈ ગઈ; પણ એ પદ્ધતિ કેટલાં વરસ ચાલે એ વિષે ઝઘડો હતો. આંબેડકર ઇચ્છતા હતા કે, ચૂંટણીની આ પદ્ધતિ તો દસ વરસ પછી બંધ થાય; પણ જે બેઠકો હરિજનો માટે અનામત રાખવામાં આવી હતી તે જુદી અનામત કાયમ રહે કે ઊંચ વર્ણના હિંદુઓની બેઠકો સાથે તે મળી જાય અને બધાની સંયુક્ત ચૂંટણી થાય, એ પ્રશ્ન પંદર વરસ પછી હરિજનોના મત લઈને એમની ઇચ્છા અનુસાર નક્કી કરવો. પણ હિન્દુ નેતાઓ આની વિરુદ્ધ હતા. તેઓ ઇચ્છતા હતા કે, આખી પદ્ધતિ અમુક મુદત પછી, વધારેમાં વધારે દસ વરસ પછી, બંધ કરવી જોઈએ. એમની દલીલ એ હતી કે, અસ્પૃશ્યતા કલંક છે, તેથી દસ વરસમાં એનો નાશ કરવો જોઈએ અને પછી રાજકારણના ક્ષેત્રમાં કોઈ છૂત અછૂત ન રહે. બધાની ભેગી બેઠકો હોય.

આંબેડકરે આની સાફ ના પાડી અને મામલો ફરી ડહોળ્યો. ગાંધીજીનો મત જુદો હતો. જેલમાં જઈને આંબેડકરે આ બાબત ચર્ચા કરવા માંડી ત્યારે ગાંધીજીએ કહ્યું, 'આંબેડકર, હું હરિજનોની ઇચ્છા સિવાય બધી બેઠકો ભેગી કરી દેવાના પક્ષમાં નથી; પણ મારો મત એ છે કે, પાંચ વરસ પછી જ આપણે હરિજનોની અનુમતિ માટે મત લઈએ અને એમની ઇચ્છા પ્રમાણે નિર્ણય કરીએ.' પણ ડૉ. આંબેડકરે કહ્યું કે, દસ વરસ પહેલાં તો કોઈ પણ સ્થિતિમાં હરિજનોની અનુમતિ જાણવા એમના મત ન લેવામાં આવે. આ ચર્ચા બહુ વાર સુધી ચાલી. પાંચ વરસમાં જ સવર્ણો પોતાના આચરણથી

હરિજનોને સંપૂર્ણ રીતે અપનાવી લે એવી ગાંધીજીની ઉત્કટ ઇચ્છા હતી. આ કામને માટે પાંચ વરસથી અધિક સમય જાય એ એમની કલ્પના બહાર હતું. રાજાજી અને હું ચિંતાથી ગાંધીજી સામે જોઈ રહ્યા હતા. મારા મનમાં થતું કે, જાનનું જોખમ છે; ગાંધીજી કેમ આટલી હઠ કરે છે? પણ ગાંધીજી નિઃશંક હતા. એમને માટે જીવવું મરવું લગભગ બરાબર હતું. વાતો ચાલતી રહી. અંતે ગાંધીજીના મોંમાંથી અચાનક નીકળી ગયું, 'આંબેડકર, કાં તો પાંચ વરસની અવધિ અને પછી હરિજનોના મત અનુસાર અંતિમ નિર્ણય; નહિ તો મારા પ્રાણ.' અમે સ્તબ્ધ થઈ ગયા. ગાંધીજીએ તીર છોડી દીધું, હવે શું થાય?

લાંબો શ્વાસ ખેંચીને અમે પાછા ઉતારે આવ્યા. આંબેડકરને સમજાવ્યા, પણ એ એકના બે ન થયા. આંબેડકરના કટ્ટર હરિજન સાથી ડૉ. સોલંકીએ પણ આંબેડકરની જીદ નાપસંદ કરી. મેં રાજાજીને કહ્યું કે, 'રાજાજી, પાંચ કે દસ વરસ શા માટે? હરિજનોની અનુમતિથી ભવિષ્યમાં ગમે ત્યારે આપણે આ કરાર બદલી શકીએ, એવો જ નિશ્ચય કેમ ન રાખીએ?'

રાજાજીએ કહ્યું, 'ગાંધીજીને એ કદાચ પસંદ ન પડે.'

મેં કહ્યું, 'કંઈક જવાબદારી આપણે પણ લઈએ. એમને પૂછવાનો હવે સમય ક્યાં છે?'

રાજાજીએ કહ્યું, 'તો ફેંકો તીર.'

મેં આ પ્રસ્તાવ આંબેડકર આગળ મૂક્યો, લોકોએ એનું સમર્થન કર્યું, અને એ માની ગયા. એક કામ પૂરું થયું, પણ ગાંધીજીની સંમતિ તો બાકી હતી.

રાજાજી જેલમાં ગયા અને ગાંધીજીને આ વાત જણાવી. ગાંધીજીએ કરારના આ ભાગની ભાષા ધ્યાનપૂર્વક સાંભળી. એક વાર સાંભળી, બે વાર સાંભળી; અંતે ધીમેથી કહ્યું, 'સારું.' બધાંનાં મોં પર પ્રસન્નતા આવી ગઈ.

એમની સંમતિ મળ્યા પછી હું તેમની પાસે પહોંચ્યો અને તેમનો ચરણસ્પર્શ કર્યો. બદલામાં તેમણે મને જોરથી ધબ્બો માર્યો.

ઉપવાસ છૂટવામાં બીજા બે દિવસ ગયા, કેમ કે યરવડા-કરારને માન્ય રાખવામાં એટલો સમય સરકારે લીધો. ૧૯૩૨ના સપ્ટેમ્બરની ૨૦મીએ ઉપવાસ શરૂ થયા, ૨૪મીએ યરવડા-કરાર થયો, ૨૬મીએ સરકારની મંજૂરી મળી અને ઉપવાસ છૂટયા.

પણ આ આખી ઘટનામાં જોવા લાયક વસ્તુ એ હતી કે, મૃત્યુની સાક્ષાત મૂર્તિ પણ ગાંધીજીને જરાય આમતેમ ડગાવી ન શકી. બધા ઉપવાસોમાં એમની એ જ સ્થિતિ હતી. રાજકોટના ઉપવાસમાં પણ એક બાજુ મૃત્યુની તૈયારી હતી, ઊબકા ચાલુ હતા, બેચેની વધતી જતી હતી, અને બીજી બાજુ વાઇસરોય સાથે પત્રવહેવાર કરવાનું અને મહાદેવભાઈને અને મને (અમે બંને દિલ્લીમાં હતા.) સંદેશા મોકલવાનું ચાલુ હતું. દરેક ઉપવાસમાં અંતિમ નિર્ણય — પછી એ નિર્ણય ભલે હરિજનનેતાઓ અને ઊંચ વર્ણના નેતાઓ વચ્ચે થયો હોય કે વાઇસરોય અને ગાંધીજી વચ્ચે થયો હોય — ગાંધીજીના મૃત્યુની બીકના દબાણથી થયો. કોઈ પણ વખતે શાંતિપૂર્વક વિચાર કરવાનો સમય નહોતો. છતાં ગાંધીજી કહે છે, 'ઉતાવળ હિંસા છે.' તુલસીદાસે જ્યારે કહ્યું કે, 'समरथ को नहीं दोष

ગુસાઈ', ત્યારે તેમણે કંઈ કટાક્ષ-વચન નહોતું કહ્યું. અસલ વાત પણ એમ છે કે, સમર્થ માણસનાં બધાં કામોમાં સંગતતા શોધવી એ તદ્દન ભૂલ છે. એ સંગતતા જરૂર હોય છે કે, દરેક કામ પાછળ સેવા હોય છે, શુદ્ધ ભાવના હોય છે. દરેક કામ યજ્ઞાર્થે હોય, અને છતાં દરેક કામની સિકલ પરસ્પર વિરોધાત્મક પણ હોઈ શકે છે.

## ૧૧

ગાંધીજીના ઉપવાસોની ખૂબ છણાવટ થઈ છે, અને લોકોએ તેનું ઘણું સમર્થન પણ કર્યું છે. પણ સાધારણ વાદવિવાદથી શો નિર્ણય થઈ શકે? એક વ્યક્તિએ કરેલા ઉપવાસ પાપમય અને કેવળ ત્રાગું પણ હોઈ શકે, અને બીજાએ કરેલ એ જ વસ્તુ ધર્મ અને કર્તવ્ય પણ હોઈ શકે.

પ્રશ્ન આખોયે હેતુનો છે. ઉપવાસ યજ્ઞાર્થે છે? ફલાસક્તિ છોડીને કરવામાં આવે છે? શુદ્ધ બુદ્ધિથી કરવામાં આવે છે? ઉપવાસ કરનાર સાત્ત્વિક પુરુષ છે? ઈર્ષ્યા–દ્વેષથી રહિત છે? આ બધા પ્રશ્નોના ઉત્તર પરથી ઉપવાસ ધર્મ છે કે અધર્મ, તેનો નિર્ણય થઈ શકે. પણ કેવળ ઉપયોગિતાની દૃષ્ટિએ પણ આપણે ઉપવાસ–નીતિની શુભ અશુભ બાજુઓ વિચારી શકીએ છીએ.

દુનિયાને અવળે રસ્તેથી વાળીને સીધે રસ્તે લાવવા માટે જ મહાપુરુષોનો જન્મ થાય છે. જુદા જુદા મહાપુરુષોએ પોતાના ઉદ્દેશની સિદ્ધિ માટે જુદા જુદા માર્ગ લીધા છે. પણ આ બધા માર્ગો પાછળ લક્ષ્ય તો એક જ હતું: નીતિની સ્થાપના અને અનીતિનો નાશ —

'यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानम् सृजाम्यहम् ॥'*

*હે અર્જુન, જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનો ઉત્કર્ષ થાય છે, ત્યારે ત્યારે હું પોતાને નિર્માણ કરું છું.

પણ આ ઉદ્દેશ પાર પાડવા માટેનાં જુદા જુદા મહાપુરુષોનાં સાધનોના બાહ્ય સ્વરૂપમાં અવશ્ય ભેદ દેખાય છે. પ્રજાને સારું શિક્ષણ આપવું, એની સૂતેલી ઉત્તમ ભાવનાઓને જાગ્રત કરવી — આ બધા ઉદ્દેશો મહાપુરુષો પોતાના આચરણ દ્વારા અને ઉપદેશ–આદેશ દ્વારા પાર પાડે છે. 'मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः' (સર્વ પ્રકારે મનુષ્યો મારા માર્ગને અનુસરે છે,) એમ શ્રીકૃષ્ણે કહ્યું છે. ગાંધીજી કહે છે, 'જેમ શારીરિક કસરત દ્વારા શરીર બંધાઈ શકે અને બૌદ્ધિક કસરત મારફત બૌદ્ધિક વિકાસ થઈ શકે, તે જ રીતે આત્મોન્નતિ માટે આધ્યાત્મિક કસરત જરૂરી છે. અને આધ્યાત્મિક કસરતનો આધાર મોટે ભાગે શિક્ષકના જીવન અને ચારિત્ર્ય પર છે. શિક્ષક શિષ્યોથી માઈલો દૂર હોય તોપણ પોતાના ચારિત્ર્ય-બળથી તે શિષ્યોનાં ચારિત્ર્ય પર પ્રભાવ પાડી શકે. હું પોતે જ જૂઠું બોલતો હોઉં તો મારા છોકરાઓને સત્યનો મહિમા કેવી રીતે શીખવી શકું? ડરપોક શિક્ષક પોતાના શિષ્યોને બહાદુર નહિ બનાવી શકે. અને ભોગી અધ્યાપક બાળકોને આત્મનિગ્રહ નહિ શીખવી શકે. એટલે મેં જોયું કે, મારે, કંઈ નહિ તો મારાં બાળકો માટે પણ, સત્યવાન, શુદ્ધ અને શુભકર્મી બનવું જોઈએ.' તેથી કરીને બધા મહાપુરુષોએ પોતાના ચારિત્ર્ય અને ઉપદેશો દ્વારા જ ધર્મનો પ્રચાર કર્યો છે. ધર્મની વૃદ્ધિથી અધર્મનો એની મેળે જ નાશ થાય છે. પણ કોઈ કોઈ વાર મહાપુરુષોએ અધર્મ પર સીધો પ્રહાર પણ કર્યો છે. અને અનીતિનો નાશ કરવાનાં સાધનોનું જ્યારે આપણે અવલોકન કરીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે, મહાપુરુષોનાં આને માટેનાં સાધનોનાં બાહ્ય સ્વરૂપમાં ઘણો ભેદ રહેલો છે.

શ્રીકૃષ્ણે ભૂમિનો ભાર ઉતાર્યો, અર્થાત્ જગતમાં પાપોનો ભાર ઓછો કર્યો, ત્યારે જે સાધનોનો ઉપયોગ કર્યો તે સાધનોના અને બુદ્ધનાં સાધનોના સ્વરૂપમાં ભેદ જણાય છે. મહાભારતનું યુદ્ધ, કંસનો નાશ, શિશુપાળ અને જરાસંધ આદિ દુષ્ટ રાજાઓનો શ્રીકૃષ્ણ મારફત વધ થવો, વગેરે ઘટનાઓ આપણે ઐતિહાસિક માની લઈએ તો કહેવું પડશે કે, ભૂમિનો ભાર ઉતારવાની શ્રીકૃષ્ણની રીત અને બુદ્ધની રીત બાહ્ય સ્વરૂપમાં જુદી જુદી હતી. પણ આપણે કહી શકીએ કે, બંને રીતોનું મૂળ તો એક જ છે. જેમનો વધ કર્યો તેમના પ્રત્યે શ્રીકૃષ્ણને નહોતો દ્વેષ, નહોતી ઈર્ષા; કે નહોતો એમને તેમના પ્રત્યે ક્રોધ પણ.

'परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥' *

આ ઉદ્દેશ હતો. અને જેમ એક હોશિયાર શસ્ત્રવૈદ્ય રોગીના સડેલા અંગને રોગીના ભલા માટે જ કાપીને ફેંકી દે છે, એ જ રીતે શ્રીકૃષ્ણે અને શ્રીરામચંદ્રે સમાજની રક્ષા માટે, અને જેમનો વધ કર્યો તેમના પણ ભલા માટે દુષ્ટોનું દમન કર્યું. રાવણ, કંસ, જરાસંધ વગેરે જેમનો વધ કર્યો તેમને પણ શ્રીરામ ને શ્રીકૃષ્ણે સદ્‌ગતિ જ આપી એમ આપણાં પુરાણો કહે છે.

મહાપુરુષોએ દુષ્ટોનો વધ કર્યો એટલે આપણે પણ એમ જ કરવું જોઈએ, એવી દલીલ હિંસાના પક્ષપાતી તો તરત જ મૂકે છે. પણ તેઓ ભૂલી જાય છે કે, એ વધ ક્રોધરહિત,

* સાધુઓની રક્ષાર્થે અને દુષ્ટોના નાશાર્થે, તેમ જ ધર્મની સ્થાપનાર્થે હું યુગે યુગે ઉત્પન્ન થાઉં છું.

દ્વેષરહિત અને ફલાસક્તિરહિત થઈને સમાજના રક્ષણ માટે કરવામાં આવ્યા હતા, અને જેઓ માર્યા ગયા તેમને ભગવાને સદ્‌ગતિ આપી હતી. આથી રામ, કૃષ્ણ કે બુદ્ધ બધા મૂળમાં તો સરખા અહિંસાવાદી હતા. રામ અને કૃષ્ણનાં સાધનોનું બાહ્ય સ્વરૂપ હિંસાત્મક દેખાવા છતાં એ હિંસા ન કહી શકાય; કારણ કે 'न माम् कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा.' (મને કર્મ સ્પર્શ કરતાં નથી. મને એમના ફળને વિષે લાલસા નથી.) અને વળી

'योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥'*

આ વચનો આપણે ધ્યાનપૂર્વક વિચારીએ તો સહેજે સમજાશે કે, શ્રીરામ અને શ્રીકૃષ્ણ બુદ્ધ જેટલા જ હિંસાથી દૂર હતા.

ગાંધીજીએ પણ વાછડાનો વધ કરીને એને અહિંસા કહી; કારણ કે વધમાત્ર હિંસા નથી—

'यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हंति न निबध्यते ॥'×

હિંસા અહિંસાનો નિર્ણય કરવા માટે, વધ કરનારે કેવી માનસિક સ્થિતિમાં કઈ ભાવનાથી વધ કર્યો છે, એ પણ જાણવું

* જેણે યોગ સાધ્યો છે, જેણે હૃદય વિશુદ્ધ કર્યું છે, અને જેણે મન અને ઇંદ્રિયોને જીત્યાં છે અને જે ભૂતમાત્રને પોતાના જેવાં જ સમજે છે, એવો મનુષ્ય કર્મ કરતો છતો તેનાથી અલિપ્ત રહે છે.

× જેનામાં અહંકારભાવ નથી, જેની બુદ્ધિ મલિન નથી, તે આ જગતને હણતો છતો નથી હણતો, નથી બંધનમાં પડતો.

આવશ્યક છે. વધ કરનારની માનસિક સ્થિતિ અને ભાવના ઉપરથી જ આપણે, અમુક કાર્ય હિંસા છે કે અહિંસા, એ વિશે નિર્ણય કરી શકીએ. પણ રાગદ્વેષરહિત થઈને અક્રોધપૂર્વક, શુદ્ધ ભાવથી, લોકકલ્યાણ માટે કોઈનો વધ કરનાર કોઈ સામાન્ય પુરુષ હોઈ શકે? એ તો કોઈ અસાધારણ દૈવી પુરુષ જ હોઈ શકે. એનો અર્થ એ પણ થયો કે ઉત્તમ ઉદ્દેશને માટે પણ હિંસાત્મક શસ્ત્રગ્રહણ સાધારણ માણસનો ધર્મ ન હોઈ શકે. રાગ, દ્વેષ, ક્રોધ અને ઈર્ષ્યાથી જકડાયેલા આપણે હિંસા-શસ્ત્ર ધર્મપૂર્વક ન ચલાવી શકીએ; અને રાગદ્વેષને કારણે જેમની વિવેકબુદ્ધિ નષ્ટ થઈ ગઈ છે એવા લોકો, વધ કરવા લાયક દુષ્ટ કોણ છે, એનો પણ નિર્ણય ન કરી શકે. રાગદ્વેષરહિત થયા વગર આપણે એનો પણ ખરો નિર્ણય ન કરી શકીએ કે, ખરેખર દુષ્ટ કોણ છે—આપણે કે આપણા વિરોધી. આપણે દુષ્ટ હોઈએ અને આપણા વિરોધી સજ્જન હોય, છતાં લોકકલ્યાણને બહાને આપણે હિંસા-શસ્ત્રનો ઉપયોગ કરીએ, તો આપણે પાપ જ નહિ, આત્મવંચના પણ કરીએ છીએ. ખરું જોતાં, અનાસક્તિપૂર્વક હિંસા-શસ્ત્રનો ઉપયોગ, જેમનામાં જળમાં કમલવત્ અલિપ્ત રહેવાની શક્તિ હોય, એવા ઉચ્ચ મહાપુરુષોને હાથે જ સુરક્ષિત છે, એમ સમજવું જોઈએ. એટલે સાધારણ માણસને માટે દોષરહિત ધર્મ તો કેવળ અહિંસાત્મક જ હોઈ શકે છે.

જે અહિંસક નથી બની શક્યો તે આત્મરક્ષા માટે ભલે હિંસાનો પ્રયોગ કરે; પણ ત્યાં જે તુલના છે તે હિંસા-અહિંસા વચ્ચે નથી, પણ ભીરુતા અને આત્મરક્ષા માટે કરેલી હિંસા વચ્ચે છે. અને ભીરુતા તો અવશ્ય આત્મરક્ષા માટે

કરેલી હિંસા કરતાં પણ બૂરી છે. ભીરુતા તમોગુણી છે; આત્મરક્ષા માટે કરેલી હિંસા રજોગુણી પણ હોઈ શકે છે. પરંતુ આત્મરક્ષા માટે કરેલી હિંસા પણ શુદ્ધ ધર્મ નથી, પણ સાપેક્ષ દૃષ્ટિએ જ ધર્મ છે. શુદ્ધ ધર્મ તો અહિંસા જ છે.

સ્પષ્ટ કરવાને સારુ આપણે કહી શકીએ કે, એક ધાડપાડુ ધાડ માટે હિંસા કરે તે અધમ પાપ કરે છે. આત્મરક્ષા માટે, દેશ કે ધર્મની રક્ષા માટે કરેલી હિંસા, ન્યાય આપણા પક્ષમાં હોય તો, ધાડપાડુએ કરેલી હિંસાની સરખામણીમાં ધર્મ છે. પણ સારા હેતુ માટે, અનાસક્ત થઈને કરેલી હિંસા અહિંસા જ છે અને તેથી શુદ્ધ ધર્મ છે. એ જ રીતે ભીરુતાને કારણે ધારણ કરેલી અહિંસા અહિંસા નહિ, પાપ છે. અશોક વીર હતો. દિગ્વિજય કર્યા પછી એણે વિચાર કર્યો કે સામ્રાજ્યની સ્થાપના માટે કરેલી હિંસા પાપ છે. તેથી એણે ક્ષમા-ધર્મનું અનુસરણ કર્યું. એ વીરની ક્ષમા હતી. પણ એનો જ પૌત્ર પોતાની ભીરુતા છુપાવવા માટે અશોકનું અનુકરણ કરવા લાગ્યો, એમાં નહોતી ક્ષમા કે નહોતું શૌર્ય; એમાં ભીરુતા હતી. તેથી કવિઓએ તેને મોહાત્મા કહ્યો. બળવાનની વિવેકયુક્ત અહિંસા જ શુદ્ધ અહિંસા છે. એ એક સત્ત્વગુણી વૃત્તિ છે. બીકણની અહિંસા અને ધાડપાડુની હિંસા બંને પાપ છે. અનાસક્તની હિંસા અને બળવાને વિવેકપૂર્વક કરેલી અહિંસા બંને ધર્મ છે અને અહિંસા છે.

પણ ધર્મની ગતિ તો સૂક્ષ્મ છે. અને ક્રોધ કે લોભને વશ થઈ માણસ હિંસકવૃત્તિ પર સહેલાઈથી કાબૂ નથી મેળવી શકતો. તેથી ગાંધીજીએ હિંસાને ત્યાજ્ય અને અહિંસાને ગ્રાહ્ય માની. જીવનમુક્ત દશા ભલે ક્ષણિક એટલે કે નિર્ણય થતો

હોય તે ઘડી પૂરતી જ હોય, છતાં તે દશામાં ગાંધીજી પોતે અહિંસાત્મક હિંસા પણ કરી શકે; જેમ કે વાછડાનો વધ. પણ સામાન્ય માણસ માટે તો એ કર્મ, કાગડો હંસની નકલ કરે, એવું થાય. તેથી સૌને માટે સરળ અને સુવર્ણ માર્ગ અહિંસા જ છે એમ માનીને ગાંધીજીએ અહિંસા-ધર્મની વૃદ્ધિ કરી છે. ઉપવાસની પ્રવૃત્તિ પણ એમાંથી જ જન્મી.

હિંસાને સંપૂર્ણ રીતે ત્યાજ્ય માન્યા પછી પણ, જેનાથી અધર્મનો નાશ થાય એવા શસ્ત્રની જરૂર તો રહે જ છે. ધર્મની અત્યંત પ્રગતિ થવાથી પણ અધર્મનો નાશ થાય છે; પરંતુ અધર્મનો નાશ થવા પર પણ ધર્મની પ્રગતિનો આધાર રહે છે. બંને પરસ્પરાવલંબિત છે. રાજકોટમાં બન્યું તેમ, કોઈ આપણી સાથે વચનભંગ કરે; અથવા, હરિજનોને અંગેના કોમી ચુકાદામાં થયું તેમ, આપણી પર બળાત્કારે કોઈ એવી ભયંકર ચીજ લાદે કે જે ભારે વિરોધ વગર રોકી ન શકાય એવી હોય; એવી પરિસ્થિતિમાં અહિંસા-શસ્ત્ર ધારણ કરનાર શું કરે? હિંસાને તો એણે ત્યાજ્ય માની છે. એટલે એણે તો એવા જ શસ્ત્રનો ઉપયોગ કરવાનો છે. કે જે જનતાના આત્માને અધર્મનો વિરોધ કરવા ઉત્તેજન આપે પણ જનતાનો ક્રોધ ન વધારે, જનતામાં દ્વેષ પેદા ન થવા દે; જે બૂરાઈનો નાશ કરવા માટે તો લોકોને ઉશ્કેરે, પણ તેની જ સાથે બૂરાઈ કરનારને ભયમુક્ત પણ કરી દે. આપણો કોઈ નિકટનો સંબંધી બૂરી લતમાં ફસાયો હોય તેને તેમાંથી આપણે કેવી રીતે વારીએ? એને મૂંઝવવો તો છે, પણ તે પ્રેમથી,—હિંસક શસ્ત્રથી નહિ. આવી બધી પરિસ્થિતિઓ માટે અનેક અહિંસાત્મક ઉપાયો વિહિત હોઈ શકે. એમાં ઉપવાસ એક

રામબાણ શસ્ત્ર છે. એનો ગાંધીજીએ વારંવાર પ્રયોગ કર્યો છે.

કોણ કહે છે કે, ઉપવાસમાં કંઈ બળાત્કાર નથી હોતો? પણ બળાત્કાર માત્રથી હિંસા નથી થતી. પ્રેમનો પણ બળાત્કાર હોય છે. પ્રેમની અસર તળે, કોઈ વાર અનિચ્છાએ પણ, આપણે અમુક કામ કરી દઈએ છીએ. પણ પ્રેમવશ થઈને અનિચ્છાએ આપણે કોઈ પાપ કરીએ તો તેથી બૂરાઈ થાય છે. પરંતુ અનિચ્છાએ પણ આપણે સત્કાર્ય કરીએ તો સમાજને તેનું શુભ ફળ મળી જ જાય છે. મૂળ વાત એમ છે કે, હિંસાવાદી નેતા આપણી માનસિક નિર્બળતાનો લાભ લઈને પોતાનાં હિંસક શસ્ત્રોથી આપણને ડરાવીને આપણી પાસે પાપ કરાવે છે. અહિંસાવાદી નેતા આપણી ધર્મભીરુતાને સતેજ કરીને પોતાના પ્રેમની અસરથી આપણી પાસે સત્કાર્ય કરાવે છે. અને એથી એ લાભ પણ થાય છે કે પાપ નીચે દબાયેલી આપણી શુભ વૃત્તિઓ સ્વતંત્ર બને છે. એ રીતે, પહેલાં જે કામ પ્રેમના બળાત્કારથી કર્યું, તે જ કામ હવે આપણે આપણી સ્વતંત્ર બુદ્ધિથી કરવા માંડીએ છીએ. આ રીતે, પરતંત્રતા છોડીને આપણે સ્વતંત્રતા પ્રાપ્ત કરીએ છીએ. આદર્શ સ્થિતિ તો એ જ હોય કે અહિંસાવાદી નેતાને કોઈ બળ વાપરવું જ ન પડે. પણ એવી સ્થિતિ તો સત્યયુગમાં જ હોઈ શકે. મહાપુરુષના જન્મની પહેલી શરત જ એ છે કે તે વખતે સમાજ નિર્બળ છે, અધર્મનું જોર છે, જુલમોથી સમાજ ત્રાસેલો છે, અને એને ધર્મની તીવ્ર ઇચ્છા છે, જે પૂરી કરવા મહાપુરુષ જન્મ લે છે. જો સમાજમાં ધર્મ હોય, નિર્બળતા ન હોય, તો મહાપુરુષોને આવવાની જરૂર શા માટે

પડે અને ઉપવાસની આવશ્યકતા પણ શા માટે હોય? ઉપદેશ અને સુશિક્ષણની જરૂર જ શું કામ પડે?

પણ એનો અર્થ એ પણ નથી કે, દરેક માણસ આ ઉપવાસરૂપી અહિંસા-શસ્ત્રનો ઉપયોગ કરવાને લાયક છે. જે અહિંસાત્મક હિંસાનો ઉપયોગ રામ, કૃષ્ણ આદિએ કર્યો અને ગાંધીજીએ વાછડા પર કર્યો, એને માટે તો અસાધારણ લાયકાતની જરૂર હોય છે જ. હિંસાત્મક શસ્ત્રને માટેય તાલીમની જરૂર તો પડે છે. લશ્કરી સિપાઈઓને તલવારપટા, લકડી, વગેરેની કળા શીખવાની આવશ્યકતા હોય છે. અને એ તાલીમ પછી જ તેઓ પોતાનાં શસ્ત્રોનો કુશળતાપૂર્વક ઉપયોગ કરી શકે છે. એ જ રીતે, જો અહિંસામય ઉપવાસ કરવા હોય તો, ઉપવાસ માટે પણ લાયકાતની આવશ્યકતા છે. બધાય લોકો અહિંસાત્મક ઉપવાસ ન કરી શકે. ત્રાગું કરવું એ એક વસ્તુ છે અને ધાર્મિક ઉપવાસ કરવા એ બીજી વસ્તુ છે. પણ ત્રાગું કરવામાં ધર્મ કેવો ને અહિંસા કેવી? ત્રાગું ઘણુંખરું તો પોતાના સ્વાર્થ માટે હોય છે. પણ કેટલીક વાર તો લોકો પાખંડ અને જાહેરાત માટે પણ ઉપવાસ કરે છે. એવા ઉપવાસોથી કંઈ વિશેષ બળાત્કાર ન પણ થાય; તોયે આપણે તેમને અધાર્મિક ઉપવાસની શ્રેણીમાં જ ગણી શકીએ. એની ચર્ચા માટે આ સ્થાન નથી. આપણે તો ધાર્મિક ઉપવાસની જ ચર્ચા કરી રહ્યા છીએ. જે માણસ ધાર્મિક ઉપવાસનો પ્રયોગ કરવા ઇચ્છે તેણે પહેલાં તે માટેની પાત્રતા મેળવવી જોઈએ, એ સમજવું જરૂરી છે. એ એટલા માટે કે દરેક ધાર્મિક ઉપવાસમાં બળાત્કારની સંભાવના હોય છે. અધાર્મિક ઉપવાસમાં બળાત્કાર હોય તોપણ લોકો તેની અવહેલના કરે

છે; અને અવહેલના કરવી પણ જોઈએ, કારણ કે એમાં જે બળનો ઉપયોગ થાય છે તેની પાછળ કંઈ નીતિ કે ધર્મ નથી હોતાં. એટલે આવા ઉપવાસ કરનારાઓ સામે નમતું આપવું એ પણ અધર્મ છે. પણ ધાર્મિક ઉપવાસોમાં સફળ બળ-પ્રયોગની સંભાવના છે, તેથી ઉપવાસ કરનારને વધારે સાવધાની અને વધારે લાયકાતની જરૂર હોય છે.

આથી જ રાજકોટના ઉપવાસ પછી ગાંધીજીએ લખ્યું, 'ઉપવાસ એ સત્યાગ્રહના શસ્ત્રાગારમાં એક મહાશક્તિવાળું શસ્ત્ર છે. પણ એને માટે બધા અધિકારી નથી હોતા. જેને ઈશ્વરમાં જીવંત શ્રદ્ધા ન હોય તે સત્યાગ્રહી ઉપવાસનો અધિકારી ન થઈ શકે. આ કોઈ અનુકરણ કરવાની વસ્તુ નથી. અત્યંત અંતર્વેદના હોય ત્યારે જ ઉપવાસ કરવા જોઈએ. અને એની આવશ્યકતા પણ અસાધારણ પ્રસંગે જ હોય છે. મને લાગે છે કે જાણે હું ઉપવાસને માટે અધિક યોગ્ય બની ગયો છું. આમ ઉપવાસ એક અમોઘ શસ્ત્ર હોવા છતાં તેને અત્યંત કડક મર્યાદાઓ રહેલી છે. એટલે જેમણે એનું શિક્ષણ નથી મેળવ્યું તેમને માટે ઉપવાસ કોઈ મૂલ્યવાન વસ્તુ નથી. વળી મારા ધોરણથી માપી જોતાં તો ઘણાખરા ઉપવાસ સત્યાગ્રહી ઉપવાસની કક્ષામાં આવી શકે જ નહિ. એમને કેવળ ત્રાગું અથવા ભૂખમરાની હડતાળ કહેવી જોઈએ.'

કેટલાક લોકોએ પોતાના સ્વાર્થ માટે 'અંતરનો અવાજ' સાંભળવાનું અને ઉપવાસનું અનુકરણ કર્યું છે. કેટલાક લોકો પાખંડ પણ કરે છે. પણ કઈ સારી વસ્તુનો દુરુપયોગ નથી થયો ? કોઈ વસ્તુનો દુરુપયોગ થાય છે એટલા જ માટે એ વસ્તુ ખરાબ નથી બની જતી. અસલ વાત એમ છે કે દરેક

વસ્તુમાં વિવેકની જરૂર છે. તેથી જોકે ગાંધીજીએ આકાશવાણી પણ સાંભળી અને કેટલાય ઉપવાસો પણ કર્યા, તોપણ ઘણુંખરું તેઓ પોતાના લેખોમાં આ બંને વસ્તુઓ વિષે સાવધાનીથી કામ લેવાની લોકોને સલાહ આપે છે. મેં જોયું છે કે, તેઓ 'અંતર્નાદ'ની વાતો કરનારાઓને ઘણુંખરું શંકાની દૃષ્ટિએ જુએ છે અને ઉપવાસ કરનારાઓને ઘણું કરીને વગર અપવાદે રોકે છે. અને એ બરાબર પણ છે.

# ૧૨

ગાંધીજીનો વિચાર કરતાં જ આપણી આગળ સત્યાગ્રહનો ચિતાર ખડો થાય છે. જેમ દૂધ વગર આપણે ગાયની કલ્પના ન કરી શકીએ તેમ જ સત્યાગ્રહ વગર ગાંધીજીની કલ્પના નથી થતી. ગાંધીજી તો સત્યાગ્રહનો બહુ વ્યાપક અર્થ કરે છે. તેમની સત્યાગ્રહની વ્યાખ્યા સવિનયભંગ સુધી જ મર્યાદિત નથી. સવિનયભંગ સત્યાગ્રહનું એક અંગ માત્ર છે; પરંતુ હરિજન-કાર્ય પણ એમની દૃષ્ટિએ સવિનયભંગ જેટલો જ સત્યાગ્રહ છે. રેંટિયો ચલાવવો એ પણ સત્યાગ્રહ છે. સત્ય, બ્રહ્મચર્ય એ બધાં સત્યાગ્રહનાં અંગ છે.

સત્યાગ્રહ એટલે સત્યનો આગ્રહ. આને જ દૃષ્ટિ સામે રાખીને આશ્રમવાસીઓને સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્વાદ, અપરિગ્રહ, અભય, અસ્પૃશ્યતાનિવારણ, શારીરિક પરિશ્રમ, સર્વ-ધર્મસમભાવ, નમ્રતા અને સ્વદેશી, એ અગિયાર વ્રતોનું પાલન કરવાનું હોય છે. એનો અર્થ તો એ થયો કે, આ અગિયાર વ્રતો જ સત્યાગ્રહનાં અંગ છે. સવિનયભંગ, જુદે રૂપે છતાં, નમ્રતા, સત્ય, અહિંસા અને અભયની અંદર આવી જાય છે; એને કોઈ સ્વતંત્ર સ્થાન નથી. છતાં સામાન્ય જનતા તો એમ જ સમજે છે કે, સત્યાગ્રહનો અર્થ જ સવિનયભંગ છે. 'સવિનય'નું મહત્ત્વ પણ થોડા જ લોકો સમજે છે. સામાન્ય જનતા તો એટલું જ જાણે છે કે, સત્યાગ્રહ એટલે કાયદાભંગ.

ચાળીસ વરસના સતત પ્રયત્ન પછી પણ આ ગેરસમજ ચાલતી જ રહી છે, એ આશ્ચર્યની વાત છે. આજકાલ સામાન્યતઃ, બંધારણપૂર્વક નહિ એવા બધી જાતના વિરોધનું નામ સત્યાગ્રહ પડી ગયું છે. કાયદાભંગમાં જે લોકો શુદ્ધ સત્યાગ્રહનું આચરણ નથી કરતા, તેઓ કાયદાભંગને સત્યાગ્રહનું નામ ન આપે, અને તેને માત્ર 'નિઃશસ્ત્ર પ્રતિકાર' કહે, તો સત્યાગ્રહની વધારે સેવા થાય.

ગાંધીજીમાં આ શુદ્ધ સત્યાગ્રહ બચપણથી રહેલો છે; પણ સવિનયભંગનું સ્થૂળ દર્શન પહેલવહેલું તેમને આફ્રિકામાં થાય છે. આફ્રિકા પહોંચતાં જ એમને પ્રિટોરિયા જવું હતું. એટલે ડરબનથી પ્રિટોરિયા જવા તે રવાના થયા. પહેલા વર્ગની ટિકિટ લઈને ગાડીમાં જઈને આરામથી બેઠા. રાત્રે નવ વાગ્યે એક બીજો ગોરો ઉતારુ એ જ ડબ્બામાં આવ્યો. ગાંધીજીને તેણે પગથી માથા સુધી નિહાળ્યા. અને પછી બહાર જઈને એક રેલવે અમલદારને લઈને પાછો આવ્યો. અમલદારે આવતાંવેંત કહ્યું :

'ઊઠો, તમે અહીંયાં ન બેસી શકો. તમારે નીચલા વર્ગના ડબ્બામાં જવું પડશે.'

'પણ મારી પાસે તો પહેલા વર્ગની ટિકિટ છે.'

'ચર્ચા રહેવા દો, ઊઠો, ચાલો બીજા ડબ્બામાં.'

'હું સાફ કહી દઉં છું કે હું આ ડબ્બામાંથી એમ નથી ઊતરવાનો. મારી પાસે ટિકિટ છે અને આ જ ડબ્બામાં હું મારી મુસાફરી પૂરી કરવા ધારું છું.'

'તમે સીધી રીતે નહિ માનો. હું સિપાઈને બોલાવું છું.'

સિપાઈ આવ્યો. તેણે ગાંધીજીને હાથ પકડીને બહાર કાઢ્યા અને એમનો સામાન પણ બહાર ફેંકી દીધો. એમણે બીજા ડબામાં જવાની ના પાડી અને ટ્રેન એમને લીધા વગર રવાના થઈ. એ ચૂપચાપ વેઇટિંગ રૂમમાં જઈને બેઠા. સામાન પણ રેલવેવાળાઓ પાસે જ રહ્યો. રાત્રે ઠંડી સખત પડતી હતી, તેથી તે ધ્રૂજતા હતા. 'મેં મારો ધર્મ વિચાર્યો. શું મારે મારા હકોને સારુ લડવું જોઈએ? કે અપમાન સહન કરીને પણ પ્રિટોરિયા જવું જોઈએ અને કેસ પૂરો થયા પછી જ ત્યાંથી પાછા ફરવું જોઈએ? પોતાનું કર્તવ્ય પૂરું કર્યા વગર દેશ પાછા ફરવું એ મારી નામર્દી થાય. આ કાળા-ગોરાના ભેદભાવનો રોગ તો ઊંડો હતો. મારું અપમાન તો રોગનું એક લક્ષણ માત્ર હતું. મારે તો રોગને જડમૂળથી ખોદીને નાબૂદ કરવો જોઈએ. આવો નિશ્ચય કરીને હું ફરીથી બીજી ટ્રેનમાં પ્રિટોરિયા જવા રવાના થયો.'

ડરબનથી પ્રિટોરિયા જવા માટે રેલવેથી ચાર્લ્સટાઉન પહોંચવાનું હતું. ત્યાંથી સિગરામની મુસાફરી કરી જોહાનિસબર્ગ, અને ત્યાંથી ફરી ટ્રેન પકડીને પ્રિટોરિયા પહોંચાતું હતું. ગાંધીજી બીજી ટ્રેનમાં ત્યાંથી ચાર્લ્સટાઉન પહોંચ્યા. પણ હવે અહીંથી પાછી સિગરામમાં મુસાફરી કરવાની હતી. રેલવેની ટિકિટ સાથે જ તેમણે સિગરામની ટિકિટ ખરીદી હતી. સિગરામના એજંટે જોયું કે આ તો કાળો માણસ છે; એટલે તેણે ગાંધીજીને કહ્યું કે, 'તમારી ટિકિટ તો રદ થઈ છે.' પણ ગાંધીજીએ એને ઘટતો જવાબ આપ્યો એટલે એ ચૂપ રહ્યો. પણ કાળા-ગોરાની જે મૂળ મુશ્કેલી હતી તે કેમ દૂર થાય? બધા ગોરા ઉતારુઓ તો સિગરામની અંદર બેઠા હતા. ગાંધીજીને ગોરા

ઉતારુઓની સાથે તો બેસાડી શકાય એમ નહોતું, એટલે સિગરામનો મુખી જે હાંકનારની પડખે બેસતો તે પોતે અંદર બેઠો અને ગાંધીજીને હાંકનારની પાસે બેસાડ્યા.

આ અપમાન હતું; પણ ગાંધીજી કડવો ઘૂંટડો પી ગયા. સિગરામ ચાલે છે. થોડા કલાક વીત્યા. હવે સિગરામના મુખીને બીડી પીવાની ઇચ્છા થઈ એટલે એ બહાર બેસવા આવ્યો. એની જગ્યાએ તો ગાંધીજી બેઠા હતા, અને એમને અંદર તો બેસાડી ન શકાય. આ કોયડાનો ઉકેલ પણ ગાંધીજીનું વધારે અપમાન કરીને જ કરવાનો એણે નિશ્ચય કર્યો. હાંકનારની બીજી બાજુ થોડી અસ્વચ્છ જગા હતી તે બતાવીને એણે ગાંધીજીને કહ્યું, 'હવે તું અહીં બેસ, મારે બીડી પીવી છે.' આ અપમાન અસહ્ય હતું. ગાંધીજીએ કહ્યું, 'મારો હક તો અંદર બેસવાનો હતો. તમારા કહેવાથી હું અહીં બેઠો. હવે તમારે બીડી પીવી છે એટલે આ જગ્યા પણ તમારે જોઈએ! હું અંદર બેસવા તૈયાર છું, પણ બીજી કોઈ જગ્યાએ જઈ આ જગ્યા હું ખાલી નહિ કરું.' આટલું કહેતાં જ તેણે ગાંધીજીને તડાક દઈને તમાચો લગાવ્યો અને એમનો હાથ પકડીને એમને નીચે ગબડાવી પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ ગાંધીજી પણ ગાડીના સળિયો પકડીને પોતાની જગ્યાએ ચોંટી રહ્યા.

બીજા ઉતારુઓ આ તમાસો ચૂપચાપ જોતા હતા. મુખી ગાંધીજીને મારતો હતો, ગાળો દેતો હતો, ઘસડતો હતો; અને ગાંધીજી ગાડીને વળગી રહ્યા હતા, પણ ચૂપ હતા. મુખી બળવાન હતો, ગાંધીજી દુર્બળ હતા. ઉતારુઓને દયા આવી. તેમાંના એકે કહ્યું, 'અરે ભાઈ, જવા દે. એ બિચારાને શું

કામ મારે છે?' પેલાનો ક્રોધ તો ન શમ્યો, પણ એ જરા શરમાયો. ગાંધીજીને ત્યાં જ બેસવા દીધા. સિગરામ મુકામે પહોંચ્યો. ત્યાંથી પાછી ગાંધીજીએ ટ્રેન પકડી. પણ વળી પાછી એ જ મુસીબત. ગાર્ડે એમની પાસે ટિકિટ માગી અને પછી કહ્યું, 'ઊઠો, ત્રીજા વર્ગમાં જાઓ.' પાછી તકરાર શરૂ થઈ. પણ એક અંગ્રેજ ઉતારુએ વચ્ચે પડીને મામલો શાંત પાડ્યો અને ગાંધીજી સહીસલામત પ્રિટોરિયા પહોંચ્યા.

ગાંધીજી માટે સવિનયભંગનો આ પહેલો પાઠ હતો. એમની એ વૃત્તિનું પ્રથમ દર્શન કદાચ અહીં જ થાય છે. એવે પ્રસંગે આમ વર્તવું, એવો નિશ્ચય એમણે નહિ કરી રાખ્યો હોય. પણ ખરે પ્રસંગે, અચાનક વિવેકબુદ્ધિ એમને આજ્ઞાભંગ કરવાની સ્ફુરણા આપે છે, અને તેઓ સવિનય આજ્ઞાભંગ કરે છે. માર ખાય છે, પણ મારનારના પર કંઈ ક્રોધ નથી. એના પર કેસ કરવાની એમને ઇચ્છા પણ થતી નથી. આમ પહેલા પાઠનો પ્રયોગ સફળતાપૂર્વક પૂરો થાય છે.

આ જે નાનકડી વસ્તુ જાગ્રત થઈ તે પછી મોટું રૂપ ધારણ કરે છે. પણ આ કેવળ આજ્ઞા-ભંગ નથી; એ 'સવિનય' આજ્ઞાભંગ છે, અને તે સત્યાગ્રહની એક મુખ્ય શરત છે. એમને માટે સત્યાગ્રહ એ કોઈ રાજનૈતિક શસ્ત્ર નથી. પહેલેથી છેલ્લે સુધી એમને માટે એ ધાર્મિક શસ્ત્ર છે; તેનો ઉપયોગ તેઓ રાજકારણમાં, ઘરમાં, દરેક વખતે, દરેક સ્થિતિમાં કરે છે.

એક વાર બા માંદાં પડ્યાં. ઉપચારોથી ફાયદો ન થયો એટલે ગાંધીજીએ પોતાના પાણીના ઉપચારો અને કુદરતી ઉપચારો શરૂ કર્યા. એમને લાગ્યું કે બાએ મીઠું અને કઠોળ છોડવાં જોઈએ. પણ બાને આ સલાહ ન ગમી. એક દિવસ

ચર્ચા કરતાં બાએ કહ્યું, 'કઠોળ અને મીઠું છોડવાનું તમને કહેવામાં આવે તો તમે પણ ન છોડી શકો.'

'આ તારી ભૂલ છે. મને દરદ હોય અને વૈદ આ વસ્તુઓ છોડવાનું કહે તો જરૂર છોડી દઉં. પણ લે, મેં તો એક વરસને સારુ કઠોળ અને મીઠું બંને છોડયાં.'

બા બિચારાં ગભરાઈ ગયાં. નકામી આફત વહોરી લીધી. 'હું કઠોળ અને મીઠું છોડું છું; તમે ન છોડશો.' પણ ગાંધીજીએ તો વાતવાતમાં પ્રતિજ્ઞા લઈ લીધી હતી. હવે થોડા જ પ્રતિજ્ઞા તોડવાના હતા! એટલે બા પણ શાંત થયાં. આ ઘટનાનું વર્ણન કરતાં ગાંધીજી કહે છે, 'હું માનું છું કે, મારો આ સત્યાગ્રહ મારી જિંદગીનાં સ્મરણોમાંનું સૌથી સુખદ સ્મરણ છે.'

આ બે ઘટનાઓ ગાંધીજીના શુદ્ધ સત્યાગ્રહની નીતિની રૂપરેખા આપણી આગળ રજૂ કરે છે. પહેલી ઘટના તેમના પર ક્રોધે ભરાયેલા એક અજાણ્યા માણસ સાથે બને છે; બીજી ઘટના સ્વાસ્થ્ય કરતાં પોતાના પ્રિય ખોરાકને વધારે મહત્ત્વ આપનાર એક નિકટ સંબંધી સાથે બને છે. પણ બંનેમાં એક જ ભાવના કામ કરે છે. બંને ઘટનાઓમાં હૃદયપરિવર્તન કરવાની ઇચ્છા છે. બંને પ્રસંગોમાં સ્વેચ્છાપૂર્વક કષ્ટ સહન કરવાની નીતિ છે. બંને પ્રસંગોમાં ક્રોધ કે આવેશનો અભાવ છે. આ બે ઘટનાઓનો ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યા પછી આપણે જોઈ શકીશું કે, ત્યાર પછીની મોટામાં મોટી રાજદ્વારી લડતોમાં, આ બે ઘટનાઓમાં જોવા મળે છે, એ જ ભાવના અને એ જ વૃત્તિ રહેલી છે — અક્રોધથી ક્રોધને જીતવાની, પોતે કષ્ટ વેઠીને બીજાઓની ઉત્તમ ભાવના જાગ્રત કરવાની. ગાંધીજીએ

સત્યાગ્રહના શસ્ત્રનો જીવનની દરેક ક્રિયામાં ઉપયોગ કર્યો છે. પણ એ શસ્ત્રને અધિક ખ્યાતિ રાજકારણમાં મળી છે. એટલે, સત્યાગ્રહની નીતિ સારી રીતે સમજવા માટે, રાજકારણનાં કેટલાંક કાર્યોનું સિંહાવલોકન આપણને અધિક સહાયક થઈ શકશે.

ગાંધીજી સરકાર સાથે કેટલીયે લડતો લડ્યા અને કેટલીય વાર સરકારના સંસર્ગમાં આવ્યા. એ બધી લડતો કે સંસર્ગોમાં સત્યાગ્રહની ઝળક જોવા મળે છે. પણ મારો ખ્યાલ છે કે, ૧૯૧૪–૧૮ નું યુરોપીય મહાયુદ્ધ, અને એ જ સમય દરમિયાન કરેલો ચંપારણનો સત્યાગ્રહ, તથા હાલનું યુરોપીય મહાયુદ્ધ, આ ત્રણ પ્રકરણો ગાંધીજી દેશમાં પાછા આવ્યા ત્યાર બાદ થયાં તે એવાં છે કે જેમાં આપણને શુદ્ધ સત્યાગ્રહનું દર્શન થાય છે. આફ્રિકાનો સત્યાગ્રહ તો એમના અખંડ નેતૃત્વ નીચે થયો હતો. તેથી એ સત્યાગ્રહમાં શુદ્ધ સત્યાગ્રહની નીતિનું જ અનુસરણ થયું. પણ ૧૯૨૦–૨૨ અને ૧૯૩૦–૩૨ની લડતો વિસ્તૃત હતી; એનું નેતૃત્વ એમનું હોવા છતાં, આ સત્યાગ્રહ ઘણા લોકો સુધી ફેલાયો હતો, તેથી એનું પરિણામ એ આવ્યું કે, સત્યાગ્રહ સર્વાંશે સત્યાગ્રહ ન રહ્યો: આ લડતોમાં સત્યાગ્રહની સાથે સાથે દુરાગ્રહ પણ ચાલ્યો.

શરીરથી કશી હિંસા લોકો નહોતા કરતા એ સાચું, પણ એમનાં મન અને વચનમાં ઝેરની ખોટ નહોતી.

કેટલાંક વરસ ઉપર ઇટલી અને તુર્કસ્તાન વચ્ચે યુદ્ધ થયું. ત્યારે કવિ અકબરે લખ્યું:

न सीने में ज़ोर है, न बाज़ू में बल
कि टरकी के दुश्मन से जाकर लड़ें;

तहेदिल से हम कोसतें हैं मगर
कि इटली की तोपों में कीड़े पड़ें ।*

થોડા ફેરફાર સાથે આ કડીઓ લાગુ પાડી શકાય એવા સેંકડો સત્યાગ્રહીઓ એ લડતોમાં હતા. 'इंग्लैण्ड के फेफड़ों में कीड़े पड़ें' (ઇંગ્લંડનાં ફેફસાંમાં કીડા પડે) એવી પ્રાર્થના કરનારાઓની પણ કશી ખોટ હતી? પણ ગત યુરોપીય મહાયુદ્ધ વખતની અને અત્યારના યુરોપીય યુદ્ધની (તે તો ચાલુ જ છે) એમની નીતિમાં શુદ્ધ ગાંધીવાદનું પ્રદર્શન થયું છે.

* નથી છાતીમાં તાકાત અને નથી બાહુમાં બળ કે જઈને તુર્કીના દુશ્મનો સાથે લડીએ. પરંતુ અમે અંતરના ઊંડાણમાંથી શાપ આપીએ છીએ કે ઈટલીની તોપોમાં કીડા પડજો.

## ૧૩

ગત યુરોપીય મહાયુદ્ધ અને વર્તમાન યુરોપીય યુદ્ધ એ એવી મહાન ઘટનાઓ છે કે તેમણે દુનિયાની દરેક બાજુ પર અસર કરી છે અને ભવિષ્યમાં કરશે. ખરું જોતાં, વર્તમાન યુદ્ધના જન્મ પાછળ છૂપું કારણ તો ગયું યુદ્ધ જ છે, અને આ બંને યુદ્ધો દુનિયાની મહાબીમારીનાં ચિહ્ન માત્ર છે. બીમારી તો કંઈક જુદી જ છે. જેમ પૃથ્વીના ગર્ભમાં ચાલતું તોફાન આપણે જોઈ શકતા નથી અને ધરતીકંપ થાય ત્યારે જ આપણને તેની ખબર પડે છે, તેમ જ માનવસમાજમાં પણ જે આગ અંદર ને અંદર વરસો થયાં ધગધગી રહી હતી એને આપણે યુદ્ધ થયું ત્યારે જ બરાબર જોઈ શક્યા. ગયું મહાયુદ્ધ એક પ્રકારનો ધરતીકંપ હતો. પ્રેસિડેન્ટ વિલ્સને એ ધરતીકંપનું કારણ પારખ્યું. ઇંગ્લંડના વડા પ્રધાન લૉઈડ જ્યૉર્જને પણ સ્થિતિ સ્પષ્ટ સમજાઈ. પણ બેઉ જણ પોતાની માનસિક નિર્બળતાને લીધે લાચાર બન્યા હતા. વિજયના મદમાં એ લોકો રોગને ભૂલી ગયા. રોગના મૂળનો ઉપચાર કરવાને બદલે એનાં ચિહ્નોને દબાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. એનું પરિણામ એ આવ્યું કે, માનવસમાજરૂપી શરીરમાંથી એક જબરજસ્ત ઝેરી ગડગૂમડની બીમારી ફૂટી નીકળી છે, અને એની પીડાની મારી આખી દુનિયા વ્યાકુળતાથી ચીસો પાડે છે.

આ બંને મહાયુદ્ધોમાં ગાંધીજીએ જે કર્યું એ એક અભ્યાસ કરવા જેવી બાબત છે. ગાંધીજીની રાજનીતિમાં ધર્મનીતિ મુખ્ય હોય છે. યુરોપીય મહાયુદ્ધોથી મોટું રાજનૈતિક પ્રકરણ આ સદીમાં બીજું કોઈ નથી થયું. આ બંને રાજનૈતિક પ્રકરણોમાં ગાંધીજીએ રાજનીતિ અને ધર્મનો સમન્વય કેવી રીતે કર્યો એ ચર્ચાનો વિષય હોઈ શકે. પણ હરેક રીતે તે ગાંધીજીના વ્યક્તિત્વ પર ખૂબ પ્રકાશ પાડે છે. પહેલા (ઈ. સ. ૧૯૧૪ ના) યુરોપીય યુદ્ધ પછીની ગાંધીજીની નીતિમાં એટલો ફેર જરૂર પડ્યો છે કે, ઇંગ્લંડના રાજકારભારમાં એમને જે અતૂટ વિશ્વાસ હતો તે તૂટી ગયો. પણ એ બન્યું તે પહેલાં એમને કેટલાયે આઘાતો લાગ્યા, જેમને લઈને એમના એ વિશ્વાસનો પાયો જ બિલકુલ હતો-ન-હતો થઈ ગયો.

'બ્રિટિશ શાસનમાં મારી જેટલી શ્રદ્ધા હતી એથી વધારે કોઈની હોઈ જ ન શકે. એ રાજનિષ્ઠાનું મૂળ સત્ય ઉપરનો મારો પ્રેમ હતો, એમ હું જોઈ શકું છું. બ્રિટિશ શાસનની ખોડોથી હું અજાણ્યો નહોતો. પણ મને ત્યારે એમ લાગતું કે, ગુણઅવગુણોનું જમાઉધાર કર્યા પછી બ્રિટિશ શાસનની જમે બાજુ જ વધે છે. આફ્રિકામાં મેં જે રંગભેદ જોયા તે મને બ્રિટિશ સ્વભાવને માટે અસ્વાભાવિક વસ્તુ લાગતી હતી. તે સ્થાનિક અને ક્ષણિક છે એમ હું માનતો. એટલે રાજનિષ્ઠામાં હું અંગ્રેજોની હરીફાઈ કરતો. પણ એ રાજનિષ્ઠાને મેં કોઈ દિવસ વટાવી નથી. હું તો માનતો કે રાજભક્તિ દ્વારા હું એક ઋણ અદા કરું છું.'

આવા એમના પહેલાંના ભાવો હતા. પછી એમણે સરકાર માટે 'સેતાન' શબ્દ યોજ્યો. ત્યાર સુધીમાં એમના વિચારોમાં

પરિવર્તન થઈ ચૂક્યું હતું. પરંતુ સરકાર 'સેતાની' થઈ ગઈ તોયે એમની કાર્યપદ્ધતિમાં કંઈ પરિવર્તન ન થયું, કેમકે એમને સેતાન સાથે પણ દુશ્મનાવટ નથી.

એક વાર મેં કહ્યું, 'અમુક માણસ બહુ દુષ્ટ છે. આપ એને આપની પાસે શા માટે રાખો છો?'

ગાંધીજીએ જવાબ આપ્યો, 'હું તો ઇચ્છું છું કે સેતાન પણ મારી પાસે બેસે. પણ એ મારી પાસે રહેવાનું પસંદ જ નથી કરતો.'

એટલે રાજભક્તિ તો છૂ થઈ ગઈ. પણ સલ્તનતનું હૃદયપરિવર્તન કરવાની ઇચ્છા ન ગઈ. જે સ્વરાજની પ્રાપ્તિ 'ઋણ અદા કરીને' થવાની હતી, તે હવે 'હૃદયપરિવર્તન' મારફત કરવાની ઇચ્છા જાગી. પણ જાતે સહન કરવાની નીતિ અને એના જેવી બીજી વસ્તુઓ જેમની તેમ જ છે.

ઈ. સ. ૧૯૧૪ના ઑગસ્ટની ૪થી તારીખે લડાઈ જાહેર થઈ. ૬ઠ્ઠી ઑગસ્ટે ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી ઇંગ્લંડમાં પહોંચ્યા. લંડન પહોંચતાં જ એમનું ધ્યાન સૌથી પહેલાં યુદ્ધને અંગે પોતાના કર્તવ્ય તરફ ગયું. કેટલાક હિંદી મિત્રો તે સમયે ઇંગ્લંડમાં હતા, એમની એક નાની સભા બોલાવી અને એમની આગળ કર્તવ્ય વિષે પોતાના વિચારો પ્રગટ કર્યા. એમને એમ લાગ્યું કે, જે હિંદી ભાઈઓ ઇંગ્લંડમાં રહેતા હતા તેમણે લડાઈમાં મદદ કરીને પોતાની ફરજ બજાવવી જોઈએ. અંગ્રેજ વિદ્યાર્થીઓ લશ્કરમાં ભરતી થતા હતા; હિન્દી વિદ્યાર્થીઓએ પણ એમ જ કરવું જોઈએ એવો એમનો અભિપ્રાય હતો. 'પણ બંનેની સ્થિતિમાં શી સમાનતા છે? અંગ્રેજ માલિક છે, આપણે ગુલામ છીએ. ગુલામ શા માટે

સહકાર આપે? ગુલામીમાંથી છૂટવા ઇચ્છતા ગુલામને માટે તો માલિક સંકટમાં હોય એ જ એની તક છે.' પણ આ દલીલ તે વખતે ગાંધીજીને ચળાવી શકી નહિ. આજે પણ આવી દલીલની તેમના પર કશી અસર થતી નથી.

'અંગ્રેજ અને હિન્દીઓની સ્થિતિનો ભેદ હું સમજી શક્યો હતો. પણ મને આપણી સ્થિતિ છેક ગુલામોની નહોતી લાગતી. મને તો એમ લાગતું હતું કે, અંગ્રેજી પદ્ધતિમાં દોષ હતો તેના કરતાં કેટલાક અંગ્રેજી અમલદારોમાં દોષ વધારે હતો. અને મને વિશ્વાસ હતો કે તે દોષ આપણે પ્રેમથી દૂર કરી શકીએ. જો આપણે આપણી સ્થિતિ સુધારવા ઇચ્છતા હોઈએ, તો આપણે તેમની ભીડને વખતે તેમને મદદ કરીને એમનું હૃદયપરિવર્તન કરવું જોઈએ.'

પણ અંગ્રેજી સલ્તનતમાં જેવી શ્રદ્ધા ગાંધીજીને હતી તેવી વિરોધ કરનાર મિત્રોને નહોતી, એટલે તેઓ મદદ કરવા તૈયાર નહોતા. આજે ગાંધીજીને પણ એ શ્રદ્ધા રહી નથી. તેથી ગાંધીજીનો સહકાર અત્યારે નથી. પરંતુ, 'અંગ્રેજોની ભીડ તે આપણી તક છે,' એ દલીલને ગાંધીજી આજે પણ સ્વીકારતા નથી. તે વખતે મિત્રોએ કહ્યું, 'અત્યારે આપણે આપણી માગણીઓ રજૂ કરવી જોઈએ.' પણ ગાંધીજીએ કહ્યું, 'આપણે આપણી માગણીઓ લડાઈ પછી રજૂ કરીએ એ વધારે સરસ લાગશે અને એમાં દીર્ઘદૃષ્ટિ પણ છે.' આ વખતે માગણીઓ રજૂ કરવામાં આવી છે, પણ ગાંધીજી અંગ્રેજો પરના સંકટની ચિંતાથી મુક્ત નથી. તેઓ એમને માટે કોઈ જાતની મુશ્કેલી ઊભી કરવા નથી માગતા. પહેલા અને

બીજા યુરોપીય યુદ્ધ પ્રત્યેની એમની મનોવૃત્તિમાં જે સૂક્ષ્મ સાદૃશ્ય સ્પષ્ટ દેખાઈ આવે છે તે વિચારવા જેવું છે.

છેવટે લંડનમાં સ્વયંસેવકોની એક ટુકડી ઊભી કરવામાં આવી. તે વખતે લૉર્ડ ક્રૂ હિન્દી વજીર હતા. તેમણે બહુ આનાકાની પછી એ ટુકડીની સેવા લેવાનું સ્વીકાર્યું. અંગ્રેજોમાં ત્યારે પણ આપણા પ્રત્યે અવિશ્વાસ હતો, ને આજે પણ તે એવો ને એવો જ છે.

દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીના સાથીઓએ જ્યારે સાંભળ્યું કે, લડાઈમાં મદદ કરવા ગાંધીજીએ સ્વયંસેવકોની એક ટુકડી ઊભી કરી છે ત્યારે એમને બહુ જ આશ્ચર્ય થયું. એક તરફ અહિંસાની ઉપાસના અને બીજી તરફ લડાઈમાં સામેલગીરી! ગાંધીજીની આ બે પરસ્પર-વિરોધી મનોવૃત્તિઓએ એમના સાથીઓને મૂંઝવણમાં નાખી દીધા.

યુદ્ધની નૈતિકતામાં એમને બિલકુલ વિશ્વાસ નહોતો. ‘આપણે આપણા ઘાતક પ્રત્યે પણ ક્ષમાનું પાલન કરીએ છીએ, તો પછી જે યુદ્ધમાં ધર્મ કોની તરફ છે તેની આપણને ખબર પણ ન હોય, તેમાં કોઈનોય પક્ષ લઈને કેમ લડી શકીએ?’

પણ એનો ઉત્તર ગાંધીજી આમ આપે છે:

‘યુદ્ધમાં ભાગ લેવો તે અહિંસાની સાથે ગડ બેસે તેવું નથી એ હું બરાબર જોતો હતો. પણ કર્તવ્યનું ભાન થવું એ હમેશાં દીવા જેવું સ્પષ્ટ નથી હોતું. સત્યના પૂજારીને ઘણી વેળા ગોથાં ખાવાં પડે છે. અહિંસા વ્યાપક વસ્તુ છે. ‘**जीवो जीवस्य जीवनम्**’ (જીવ જીવની ઉપર જીવે છે.) એ વાક્યનો બહુ ગૂઢ અર્થ છે. મનુષ્ય એક ક્ષણ પણ જાણ્યે અજાણ્યે હિંસા કર્યા વિના નથી જીવી શકતો. જીવતા રહેવાની

ક્રિયામાત્ર — ખાવું પીવું, હાલવું ચાલવું — જીવની હિંસા કરે છે. પછી એ જીવ ભલે અણુ જેટલો જ નાનો હોય. એટલે જીવન પોતે જ હિંસા છે. એ સ્થિતિમાં અહિંસાનો પૂજારી પોતાના ધર્મનું યથાર્થ પાલન ત્યારે જ કરી શકે, જ્યારે એનાં બધાં કર્મોનું મૂળ એક દયા જ હોય. અહિંસાવાદી જીવોની રક્ષા કરવાની કોશિશ યથાશક્તિ કરે છે અને એ રીતે એ હિંસાના પાપમય ફંદાથી બચે છે. એનું કર્તવ્ય ઇંદ્રિયનિગ્રહ અને દયાધર્મની વૃદ્ધિ કરવાનું છે. પણ કોઈ દેહધારી હિંસાથી સર્વથા મુક્ત નહિ થઈ શકે. આત્મા એક છે અને તે સર્વત્ર વ્યાપ્ત છે. એટલે એકના પાપની અસર જુદી રીતે જોતાં બધા ઉપર થાય છે. તેથી પણ મનુષ્ય હિંસાથી કેવળ અસ્પૃષ્ટ નથી રહી શકતો. વળી સમાજમાં રહેલો મનુષ્ય સમાજના અસ્તિત્વ માટે થતી હિંસામાં પણ ભાગીદાર છે જ. જ્યારે બે પ્રજાઓ વચ્ચે યુદ્ધ થાય ત્યારે અહિંસાને માનનાર વ્યક્તિનો પ્રથમ ધર્મ તે યુદ્ધને અટકાવવાનો છે. પણ જેનામાં એટલી યોગ્યતા ન હોય, જેનામાં યુદ્ધ રોકવાની શક્તિ પણ ન હોય તે યુદ્ધમાં ભલે ભળે, પણ ભળતો છતો તેમાંથી પોતાને અને પોતાના દેશને તેમ જ જગતને ઉગારવાનો પ્રયત્ન નિરંતર કરતો રહે.'

ગાંધીજીના કાર્યક્રમનું બાહ્ય રૂપ ભલે કાંઈક ભિન્ન દેખાતું હોય, બાકી તેમના ત્યારના અને આજના વિચારોમાં કંઈ ફરક નથી. 'અહિંસાનો પૂજારી પોતાના ધર્મનું સંપૂર્ણ પાલન ત્યારે જ કરી શકે, જ્યારે એના કર્મમાત્રનું મૂળ કેવળ દયા જ હોય.' આ વાક્ય તેમના બધા નિર્ણયો માટે વહાણના સુકાન જેવું કામ દે છે.

પણ એ યુદ્ધમાં સામેલ થવામાં એક બીજી દલીલ હતી:

'મારે અંગ્રેજી રાજ્ય મારફતે મારા દેશની સ્થિતિ સુધારવી હતી. હું ઇંગ્લંડમાં બેઠો ઇંગ્લંડના કાફલાથી સુરક્ષિત હતો. તે બળનો હું આમ ઉપયોગ કરી તેનામાં રહેલી હિંસકતામાં પણ ભાગીદાર થતો હતો. તેથી જો હું તે રાજ્યની સાથેનો વહેવાર તોડવા તૈયાર ન હોઉં, તો એ સ્થિતિમાં મારે માટે ત્રણ જ રસ્તા ખુલ્લા હતા: કાં તો મારે યુદ્ધનો ઉઘાડી રીતે વિરોધ કરી જ્યાં લગી ઇંગ્લંડ પોતાની યુદ્ધનીતિ ન છોડી દે ત્યાં લગી તેનો, સત્યાગ્રહના શાસ્ત્ર પ્રમાણે, બહિષ્કાર કરવો જોઈએ; અથવા કાનૂનભંગ કરીને જેલ જવું, અથવા બ્રિટિશ રાષ્ટ્રને યુદ્ધમાં મદદ કરવી અને એમ કરતાં કરતાં યુદ્ધની હિંસાના પ્રતિકારની શક્તિ મેળવવી. પહેલા બે માર્ગો માટે હું મને પોતાને અયોગ્ય માનતો હતો, તેથી મેં છેલ્લો રસ્તો લીધો.'

આ દલીલ કંઈક લૂલી લાગે છે, પણ ગાંધીજી કેવી રીતે પહેલાં નિર્ણય કરે છે અને પછી દલીલ ઉપજાવે છે, એની ચર્ચા આગળ કરીશું. પણ દલીલ ભલે સચોટ ન હોય, પરંતુ ગાંધીજીના આત્માને જે વખતે જે સત્ય લાગ્યું તેને તેઓ અનુસર્યા છે. તેમની દલીલોમાં જાણીબૂજીને કરેલી આત્મવંચના નથી હોતી. મૂળ વસ્તુ એ હતી કે, બ્રિટિશ રાજપદ્ધતિમાં એમને અપાર શ્રદ્ધા હતી. દક્ષિણ આફ્રિકામાં એમની પ્રત્યે એટએટલું ગેરવર્તન થયું, છતાં એમની ધીરજ અને શ્રદ્ધા અડગ રહ્યાં. બોઅર યુદ્ધમાં અને ઝૂલુ બળવામાં એમની સહાનુભૂતિ બોઅરો અને ઝૂલુ લોકો તરફ હતી, તોપણ અંગ્રેજોને મદદ કરવી એ જ એમણે પોતાનો

ધર્મ માન્યો. આ મદદ પછી હિન્દીઓની સ્થિતિ સમજવા માટે સંસ્થાનમંત્રી જોસેફ ચેમ્બરલેન જ્યારે આફ્રિકા આવ્યા અને હિંદીઓના ડેપ્યુટેશને એમને મળવાની વ્યવસ્થા કરવા માંડી, ત્યારે ચેમ્બરલેને સાફ કહેવડાવી દીધું કે, 'બીજા બધા આવે, પણ ગાંધીને ડેપ્યુટેશનના નાયક તરીકે ન લાવવામાં આવે. એમની સાથે એક વાર મુલાકાત થઈ ગઈ છે. હવે ફરી ફરી એમને મળવું નથી.'

અંગ્રેજોની આ પુરાણી વૃત્તિ આજ સુધી જેમની તેમ મોજૂદ છે.

ગોળમેજી પરિષદ થઈ ત્યારે હિન્દી પ્રતિનિધિઓ હિંદીઓએ ચૂંટેલા નહોતા, પણ સરકારે નિયુક્ત કરેલા હતા. સરકારે આપણને શાન્તિ આપી, રક્ષણ આપ્યું, પરતંત્રતા આપી; તો પછી પ્રતિનિધિઓ પણ એ જ કેમ ન નીમે! આજે પણ કોંગ્રેસ અને બ્રિટિશ સલ્તનત વચ્ચે આ સિદ્ધાંત સંબંધમાં ચર્ચા ચાલુ છે. સરકાર કહે છે, લડાઈ પૂરી થયા પછી બધી જાતિઓ, કોમો તથા ફિરકાઓના પ્રતિનિધિઓ સાથે હિન્દુસ્તાનના નવા બંધારણ સંબંધી સલાહમસલત કરીશું. કઈ જાતિઓ છે, કઈ કોમો છે, અને કયા ફિરકા છે, એનો નિર્ણય પણ સરકાર જ કરશે. પ્રાંતીય રાજ્ય ચૂંટાયેલા પ્રતિનિધિઓ દ્વારા ચાલતું હતું. પણ તે પ્રતિનિધિઓ એમને ઘેર રહ્યા; સરકાર તો પોતાની આવશ્યકતા જોઈને નવા પ્રતિનિધિઓ પેદા કરે છે.

દક્ષિણ આફ્રિકામાં હિંદીઓના પ્રતિનિધિ બનીને ગાંધી ચેમ્બરલેનને મળે એ અશક્ય વાત કેમ સહન થઈ શકે! એટલે ગાંધી ન મળી શકે. પણ ગાંધીજી પર આની પણ કંઈ ખરાબ

અસર ન થઈ. (૧૯૧૪નું) યુરોપીય યુદ્ધ શરૂ થયું ત્યારે ફરી મદદ કરી. પછી પંજાબમાં ખુનામરકી થઈ, રોલેટ કાયદો થયો, જલિયાંવાલા બાગનું પ્રકરણ બન્યું, છતાંય ગાંધીજીની શ્રદ્ધા જીવતી રહી. (ધારાસભાનો) નવો સુધારો આવ્યો ત્યારે તેનો સ્વીકાર કરવાના પક્ષમાં ગાંધીજીએ જોર કર્યું! ગાંધીજીની શ્રદ્ધા અને અહિંસા એવી છે—

'जो तोको कांटा बुवे, ताहि बोय तू फूल;
तोको फूल के फूल हैं, वाको हैं तिरसूल।'*

ગાંધીજીની આ મનોવૃત્તિ એકધારી, સતત, પહેલેથી છેલ્લે સુધી ચાલુ છે. બ્રિટિશ રાજ્યની નેક નૈયતમાંથી એમની શ્રદ્ધા હવે ઊઠી ગઈ છે, છતાં વ્યવહાર એ જ પ્રેમ અને અહિંસાનો છે. ગાંધીજી હજી પણ 'ફૂલ વાવવામાં' મસ્ત છે.

ગયા મહાયુદ્ધમાં તેમણે મદદ કરી એનું કારણ આ એમની અંગ્રેજી રાજ્યની નેક નૈયતમાં રહેલી શ્રદ્ધા હતી. એમની દલીલ તો નિર્ણય થયા પછી ઊભી થાય છે, એટલે લૂલી જેવી લાગે છે. પણ સરકારને મદદ કરવી એ એમને તે વખતે પોતાનો ધર્મ લાગ્યો, તેથી તેમણે મર્યાદાની અંદર રહીને મદદ કરવાનો નિશ્ચય કર્યો. બોઅર યુદ્ધ અને ઝૂલુ બળવામાં એમની સહાનુભૂતિ બોઅર અને ઝૂલુ લોકો તરફ હતી; પણ એમણે માન્યું કે અંગ્રેજોને મદદ કરવી એ એમનો ધર્મ હતો, એટલે અંગ્રેજોને મદદ કરી. આવી અસંગતતા કોઈ આશ્ચર્યની વાત નથી. એક વખતે જે કર્મ ધર્મ હોય તે બીજે વખતે અધર્મ હોઈ શકે. તેથી કહ્યું છે કે, ધર્મની ગતિ ગહન છે.

---

* તારે માટે જે કાંટા વાવે તેને માટે તું ફૂલ વાવજે, એટલે તારે માટે ફૂલનાં ફૂલ જ છે અને એને માટે ત્રિશૂળરૂપ છે.

આવી જ અસંગતતાની એક વાત આપણને મહાભારતમાં મળે છે. મહાભારતના યુદ્ધની બધી તૈયારી થઈ ગઈ છે અને યોદ્ધાઓ સામસામે આવીને ઊભા રહ્યા છે. તે વખતે યુધિષ્ઠિર ભીષ્મપિતામહ પાસે જઈને તેમને પ્રણામ કરે છે અને યુદ્ધને માટે એમની આજ્ઞા માગે છે. યુધિષ્ઠિરના આ વિનયથી ભીષ્મ બહુ પ્રસન્ન થાય છે અને કહે છે, 'પુત્ર, તું યુદ્ધ કર અને વિજય પ્રાપ્ત કર. હું તારા પર પ્રસન્ન છું. બીજું પણ જે જોઈએ તે કહે; તારો પરાજય નહિ થાય.' આટલી આશિષ આપી. પણ ભીષ્મપિતામહને લડવું હતું તો દુર્યોધન તરફથી જ. આ અસંગતતા સમજાવતાં તેમણે કહ્યું, 'મેં કૌરવોનું અન્ન ખાધું છે, એટલે લડીશ તો એમના જ પક્ષમાં; તે સિવાય બીજું તારે જે જોઈએ તે માગ.'

'अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् ।
इति सत्यं महाराज, बद्धोऽस्म्यर्थेन कौरवैः ॥'

'હે મહારાજ, સાચું તો એ છે કે, પુરુષ અર્થનો દાસ છે, અર્થ કોઈનો દાસ નથી; તેથી હું કૌરવોથી બંધાયો છું.'

ભીષ્મપિતામહને માટે અર્થ કેવો ને બંધન કેવું? પણ વાત એમ છે કે, અહીં અર્થ કહેવામાં મતલબ ધર્મની જ છે. ભીષ્મનું કહેવું એ જ હતું કે, 'હું ધર્મથી બંધાયેલો છું તેથી લડીશ તો કૌરવોના જ પક્ષમાં; બાકી હું છું તો તમારી તરફ.'

હજારો વરસ પછી એક બીજું મહાભારત યુરોપમાં થાય છે. ગાંધીજી કહે છે, 'હું યુદ્ધના પક્ષમાં નથી. પણ ઇંગ્લંડની સુરક્ષિતતામાં હું ઊછર્યો છું, એટલે મારો ધર્મ ઇંગ્લંડને મદદ કરવાનો છે.' હજારો વરસ પછી ઇતિહાસની પુનરાવૃત્તિનું આ એક અનુપમ ઉદાહરણ છે.

ગત યુરોપીય યુદ્ધ ચાર વરસ ચાલ્યું અને એમાં મિત્ર-રાજ્યોને મરણિયા થઈને લડવું પડ્યું. કેટલીય ચડ-ઊતર એમાં આવી. હિંદુસ્તાનમાં ગાંધીજીએ જે નિખાલસતાથી ઇંગ્લંડને મદદ કરી એટલી સરળતાથી ભાગ્યે જ કોઈએ કરી હશે. કેટલાક નેતાઓ તો વિરોધમાં પણ હતા, પણ ઘણાખરા તટસ્થ હતા. આજની અને ત્યારની લોકભાવનામાં પણ કેટલું સાદૃશ્ય છે, એ જોવા જેવું છે.

લડાઈના જમાનામાં વાઈસરોય લૉર્ડ ચેમ્સફર્ડે તમામ નેતાઓ તથા રાજાઓની એક યુદ્ધપરિષદ બોલાવી, એમાં ગાંધીજીને પણ નોતર્યા. કંઈક સગડગા અને આનાકાની સાથે ગાંધીજીએ પરિષદમાં જવાનો નિશ્ચય કર્યો. ત્યાં જે ઠરાવ આવ્યો તેના સમર્થનમાં ગાંધીજીએ હિંદીમાં કેવળ એટલું જ કહ્યું, 'હું આનું સમર્થન કરું છું.' પણ એમને જે કહેવાનું હતું તે તેમણે વાઈસરૉયને પત્ર દ્વારા જણાવ્યું. આ પત્ર પણ જોવા જેવો છે:

'હું માનું છું કે, બીજાં સંસ્થાનોની માફક અમે તદ્દન નજીકના ભવિષ્યમાં જે સલ્તનતના ભાગીદાર થવાની આશા રાખીને બેઠા છીએ, તેને એના આપત્તિકાળે અમારે પ્રસન્નતાથી અને સ્પષ્ટ મદદ કરવી જોઈએ. પરંતુ એ પણ સાચું છે કે, અમારી એ માન્યતાની પાછળ, એ મદદને લીધે અમે અમારા ધ્યેયને વહેલા પહોંચી વળીશું, એવી આશા રહેલી છે. કર્તવ્યનું પાલન કરવાથી અધિકાર એની મેળે મળી જાય છે અને તેથી લોકોને વિશ્વાસ છે કે, જે સુધારાઓની ચર્ચા આપે કરી છે તેમાં મહાસભા અને લીગની સંયુક્ત યોજનાને આપ સંપૂર્ણ રીતે સ્વીકારશો. કેટલાયે નેતાઓને એવો વિશ્વાસ છે અને એ જ વિશ્વાસે સરકારને સંપૂર્ણ મદદ કરવા તેમને તૈયાર કર્યા છે.'

ગાંધીજીના પત્રનો આ એક ભાગ છે. કેટલો નિર્મળ વિશ્વાસ! એ વખતે હિંદુ-મુસ્લિમ ઐક્ય હતું. આજની પેઠે ત્યારે કોમી મતભેદોની આણ દેવાને માટે કશો અવકાશ નહોતો. મહાસભા અને મુસ્લિમ લીગે સંયુક્ત યોજના ઘડીને સરકાર આગળ રજૂ કરી હતી. પણ સરકારે એને મહત્ત્વ ન આપ્યું. એનો અસ્વીકાર કર્યો. અને આમ બધી આશાઓ નિષ્ફળ ગઈ. હિન્દને સ્વતંત્રતા આપવામાં ઇંગ્લંડના માર્ગમાં હિન્દુ-મુસ્લિમ મતભેદો બાધારૂપ છે એમ જેઓ માને છે, તેમને માટે આ પુરાણી વાત ધડો લેવા જેવી છે.

એ પત્રમાં આગળ ગાંધીજીએ લખ્યું હતું, 'જો હું મારા દેશવાસીઓને સમજાવી શકું, તો યુદ્ધના સમય દરમ્યાન તેઓ સ્વરાજ્યનું નામ ન લે એમ કરાવું.'

વર્તમાન યુદ્ધના પ્રારંભ વખતે, વાઇસરોય લિનલિથગોને મળ્યા પછી ગાંધીજીએ પોતાના એક નિવેદનમાં કહ્યું, 'આ વડીએ તો હું ભારતવર્ષની મુક્તિનો પણ વિચાર નથી કરતો; એ તો આવશે જ. પણ જો ઇંગ્લંડ અને ફ્રાન્સના ભુક્કા થાય, અથવા તો જો જર્મનીને તારાજ અને ધૂળ ચાટતું કરીને ફ્રાન્સ ઇંગ્લંડ વિજયી થવાનાં હોય, તો ભારતવર્ષની મુક્તિની પણ શી કિંમત?' આ બંને ઉક્તિઓમાં પણ પેલું સાદૃશ્ય ચાલુ છે.

આગળ ચાલતાં પેલા પત્રમાં ગાંધીજીએ વાઇસરોય ચેમ્સફર્ડને લખ્યું, 'હું ઇચ્છું છું કે હિન્દુસ્તાન પોતાના દરેક હૃષ્ટપુષ્ટ નૌજવાનને બ્રિટિશ રાષ્ટ્રની રક્ષા માટે હોમી દે. અને મને ખાતરી છે કે, હિન્દનું આ બલિદાન એને બ્રિટિશ સામ્રાજ્યનું એક આદરણીય ભાગીદાર બનાવી દેવા માટે પૂરતું

થશે. આ આપત્તિકાળે અમે સામ્રાજ્યની દિલોજાનથી સેવા કરીએ, ભયમાંથી એનું રક્ષણ કરીએ, તો અમારું આ કાર્ય જ અમને અમારા ધ્યેય તરફ ઝપાટાબંધ લઈ જશે. મારા દેશવાસીઓને હું એ સમજાવવા માગું છું કે, જો આપણે સામ્રાજ્યની સેવા કરી તો એ કરવામાંથી જ આપણને સ્વરાજ્ય મળી ગયું, એમ સમજવું જોઈએ.'

આશ્ચર્ય છે કે, ઉપરના કથનમાં ગાંધીજીએ જે ભાષા વાપરી છે, લગભગ એ જ ભાષા આજે સરકારી મંડળો આપણી માગણીઓના સંબંધમાં વાપરે છે! તેઓ કહે છે કે, 'અત્યારે કેવળ યુદ્ધની જ વાત કરો, અને મન મૂકીને અમારા પક્ષમાં લડો; બસ, એમાં જ તમને સ્વરાજ્ય મળી જશે.' ગયા યુદ્ધ વખતે પણ સરકાર તરફથી કહેવામાં આવ્યું હતું કે. 'અત્યારે આપણે ઘરના બધા ઝઘડા ભૂલી જઈને યુદ્ધમાં ધ્યાન આપવું જોઈએ.' અને ગાંધીજીએ એમ કર્યું પણ ખરું. હિંદે પોતાના નવજુવાનોનો ભોગ પણ આપ્યો. સામ્રાજ્યના રક્ષણ માટે ધનનો પણ ધુમાડો કર્યો. પણ એથી હિંદને સ્વતંત્રતા ન મળી. યુદ્ધ પૂરું થયા પછી જ્યારે 'જલિયાંવાલા બાગ' થયો, ત્યારે ગાંધીજીનાં આ વિશ્વાસ અને શ્રદ્ધા નાશ પામ્યાં, પણ તોયે વ્યવહારમાં કંઈ ફેર ન પડ્યો.

વર્તમાન યુરોપીય યુદ્ધમાં ગાંધીજીએ જે નીતિનું આલંબન કર્યું છે એ પણ શુદ્ધ સત્યાગ્રહ છે. ગત યુદ્ધમાં બ્રિટિશ સામ્રાજ્યની મનોવૃત્તિમાં એમને જે શ્રદ્ધા હતી તે હવે નથી રહી. પણ એમના મત પ્રમાણે, સત્યાગ્રહીની નીતિ જ એ છે કે, સામાવાળામાં જેટલી વધારે બૂરાઈ હોય તેટલા આપણે વધારે અહિંસક થવાની જરૂર પડે છે. આથી, જોકે ગાંધીજીનો

અસહકાર ચાલુ છે છતાં, આ સંકટસમયે ઇંગ્લંડ જરા પણ મૂંઝાય એવું કંઈ પણ કરવું એમને ગમતું નથી. પરિણામે, જેમ જેમ ઇંગ્લંડની શક્તિ ઘટતી ગઈ તેમ તેમ આપણા તરફથી બ્રિટિશ સરકારને કોઈ પણ જાતની હેરાનગતિ ન થાય એનો ગાંધીજી વધારે ખ્યાલ રાખવા લાગ્યા.

પણ ગયા યુદ્ધમાં અને આ યુદ્ધમાં એક બીજો ફરક છે. અને એ ફરકને કારણે યુદ્ધમાં સામેલ થવા કે ન થવા વિષેના ગાંધીજીના નિર્ણય પર બહુ અસર થઈ છે. ગત યુદ્ધમાં આપણે બિલકુલ પરાધીન હતા; આપણને કશી જવાબદારી નહોતી, આપણી કંઈ વિસાત નહોતી : આપણે ઉપદ્રવ કરીને અંગ્રેજોને મદદ મળવામાં કંઈક અંશે અડચણ જરૂર કરી શકત, પરંતુ એ કાર્ય સત્યાગ્રહી નીતિ અને ગાંધીજીની અહિંસા–નીતિની વિરુદ્ધ થાત. પણ અડચણ નાખવી એ એક વાત હતી અને સક્રિય મદદ કરવી એ જુદી વાત હતી. અડચણ ન નાખતાં છતાં. સક્રિય મદદની બાબતમાં આપણે અસહકાર કરી શકત. પણ ગાંધીજીએ સક્રિય મદદ કરવી એ જ પોતાનો ધર્મ માન્યો. ' આપણે ઇંગ્લંડના રક્ષણમાં છીએ અને એ રક્ષણનો ખુશીથી સ્વીકાર કરીએ છીએ, એટલે અંગ્રેજોને સક્રિય મદદ કરવી અને એમના પક્ષમાં શસ્ત્ર લઈને લડવું, એ આપણો ધર્મ થઈ પડે છે.' પણ આજની સ્થિતિમાં એ દલીલમાં કંઈ જીવ નથી; કારણ કે ત્યારની અને આજની સ્થિતિમાં ઘણો ફરક પડી ગયો છે. એટલે આજની સ્થિતિમાં એ પુરાણી દલીલ લાગુ પડતી નથી.

આ વખતે યુદ્ધ શરૂ થયું ત્યારે પ્રાંતોમાં પ્રાંતિક સ્વરાજ હતું. અને એમાંના આઠ પ્રાંતોમાં તો તેની લગામ મહાસભાના

હાથમાં હતી. એક બીજા પ્રાંત, સિંધમાં પણ અરધીપરધી લગામ મહાસભાના હાથમાં હતી. આમ કુલ નવ પ્રાંતોમાં મહાસભાનું આધિપત્ય હતું. કેન્દ્રમાં (મધ્યસ્થ સરકારમાં) પણ સ્વરાજ્યનું વચન અપાઈ ચૂક્યું હતું. અને અંદાજથી એમ કહી શકાય કે, આપણે પૂર્ણ સ્વરાજ્યની બહુ નજીક પહોંચી ગયા છીએ. એટલે આજે, 'એમના જ આપેલા રક્ષણથી આપણે સુરક્ષિત છીએ' એમ ન કહી શકાય. આજે આપણે પોતે જ આપણું રક્ષણ કરીને સુરક્ષિત રહી શકીએ એટલી લાયકાત આપણામાં આવી છે. ગયા યુદ્ધ વખતે આપણે જેટલા પરાધીન હતા એટલા પરાધીન આજે નથી. આજે આપણે આપણું રક્ષણ કેવી રીતે ને કેમ કરીશું એ કહેવાનો કાયદેસર અધિકાર ભલે નથી, તોય નૈતિક અધિકાર અવશ્ય છે. ઇંગ્લંડને નહિ મૂંઝવવું એને ગાંધીજીએ જ્યાં પોતાનો ધર્મ માન્યો, ત્યાં પછી એ પણ નક્કી કરવાનો એમનો ધર્મ થઈ પડ્યો કે, હિંદ પર જો ચડાઈ આવે તો તેની સામે હિંસાત્મક ઉપાયોથી થવું કે અહિંસાત્મક ઉપાયોથી — તે વખતે આપણે મારતા મારતા મરવું કે વગર માર્યે પણ મરતાં શીખવું? યુદ્ધ શરૂ થતાં જ, આખી પરિસ્થિતિ ધ્યાનપૂર્વક જોઈ વિચારીને ગાંધીજીએ નક્કી કરી લીધું હતું કે, ઉગ્ર હિંસાનો સામનો અહિંસાથી જ થઈ શકે છે. એબિસીનિયા, સ્પેન અને ચીનના યુદ્ધમાં સપડાયેલાં રાષ્ટ્રોને ગાંધીજીએ અહિંસાની જ શિખામણ આપી હતી. યુદ્ધમાં સપડાયેલાં બીજાં રાષ્ટ્રોને જે સલાહ આપવામાં આવે, એથી ઊલટી સલાહ શું પોતાના દેશવાસીઓને આપે?

ગાંધીજીની દૃષ્ટિએ, અહિંસાની જીવંત કસોટીનો સમય આવી ચૂક્યો હતો. અહિંસાના પ્રયોગની સક્રિય સફળતા પ્રત્યક્ષ બતાવવી હોય તો આથી ઉત્તમ તક બીજી કઈ હોઇ શકે? યુદ્ધ શરૂ થયા પહેલાં જ, નૈતિક અને વ્યાવહારિક બંને દૃષ્ટિએ ગાંધીજી એવા નિર્ણય પર આવ્યા હતા કે, આટલી ઉગ્ર અને સુવ્યવસ્થિત હિંસાનો સામનો હિંદુસ્તાન તો હિંસાત્મક ઉપાયોથી ન જ કરી શકે. હિંદ પાસે એટલાં ઉગ્ર સાધનો જ ક્યાં છે કે જેથી એ સુવ્યવસ્થિત દેશોનાં શસ્ત્રાસ્ત્રો સામે ટક્કર લઈ શકે? પણ એ તો ગૌણ વસ્તુ હતી. મુખ્ય વાત તો એ હતી કે, 'ભયંકર હિંસાનો અહિંસાથી સફળ સામનો કરીને દુનિયા આગળ એક ધાર્મિક શસ્ત્રનો પદાર્થપાઠ ન બતાવી શકીએ?' અને એ જ વિચારે ગાંધીજીને એવા નિર્ણય પર આણ્યા કે, હિન્દુસ્તાન અને ઇંગ્લંડ વચ્ચે સમજૂતી થાય તો અંગ્રેજોને નૈતિક સહકાર અવશ્ય આપવામાં આવે; પણ ઓછામાં ઓછું મહાસભા હિંસામાં સામેલ થઈને પોતાનો નૈતિક ઝંડો તો નીચો ન નમવા દે.

મહાસભાના નેતાઓ આ નીતિની ઉત્તમતા સમજતા હતા, પણ એ માર્ગે ડગલું ભરતાં અચકાતા હતા. ચક્રવર્તી રાજગોપાલાચાર્ય જેવા તીક્ષ્ણ બુદ્ધિવાદી તો લડત ન કરવાની નીતિને ધર્મ પણ નહોતા માનતા. યુદ્ધની શરૂઆતમાં આ પ્રશ્ને બહુ જોર ન પકડ્યું. મહાસભાની માગણીઓ સરકાર સામે પડી જ હતી. પણ સરકારે ન એ માગણીઓ સંતોષી, ન તે વિષે કંઈ આશા આપી. આ બાજુ મહાસભાના ઠરાવનો અર્થ બે પક્ષોના લોકોનાં મનમાં જુદો જુદો હતો. સરકાર સાથે સમજૂતી થયે ગાંધીજી કેવળ નૈતિક મદદ આપવા

માગતા હતા. બીજા નેતાઓએ ભૌતિક મદદ આપવાનું પણ પોતાના મનમાં વિચારી રાખ્યું હતું. મહાસભા ઠરાવ પર ઠરાવ કરતી ગઈ અને એની દ્વિઅર્થી ભાવના પણ બંને પક્ષના લોકો પોતપોતાના મનમાં દૃઢ કરતા ગયા.

ગાંધીજીએ તો લેખો, નિવેદનો અને વાઇસરૉય સાથેની મુલાકાતોમાં એ વસ્તુ સ્પષ્ટ કરી દીધી હતી કે, હિંદ તો અંગ્રેજોને નૈતિક ટેકો જ આપી શકે. પરંતુ વાઇસરૉય પણ પોતાના મનમાં જરૂર માની લીધું હશે કે, સમજૂતી થયા પછી ભૌતિક મદદ મળવી તદ્દન અસંભવિત નથી. દિવસો ગયા, મહિના વીત્યા. જર્મનીની કાળ-ભરતી એક પછી બીજા રાષ્ટ્રને ઓહિયાં કરતી કરતી આગળ વધતી ગઈ. ફ્રાન્સ પડયું ત્યારે 'મારતાં મારતાં મરવું' કે 'વગર માર્યે મરવું' એ પ્રશ્ન ઝપાટાબંધ મહત્ત્વનો બની ગયો. અત્યાર સુધી બે પક્ષો પોતપોતાની કલ્પના પ્રમાણે હાંકયે રાખતા હતા એ હવે અશક્યવત્ થઈ ગયું. ગાંધીજી શરૂઆતથી આ ભેદ જાણતા હતા. શરૂઆતથી પોતાના સાથીઓને કહેતા હતા કે, 'મને છોડી દો.' પણ જ્યાં સુધી એમના સાથીઓ એમને રાજીખુશીથી ન છોડે, ત્યાં સુધી તેઓ મહાસભામાંથી નીકળી શકતા નહોતા. આખરે મહાસભાના નેતાઓએ જોયું કે, ગાંધીજીને વધારે દિવસ ચાલુ રાખવા એ એમના પ્રત્યે નર્યો અન્યાય છે. અને ૧૯૪૦ના જૂનની ૨૦મી તારીખે એક લાંબી ચર્ચા પછી તેમણે ગાંધીજીને વિદાય આપી.

ગાંધીજીના જીવનમાં આ પણ એક અનેરો બનાવ હતો. એને ખૂબ મળતો બનાવ આપણાં પુરાણોમાં યુધિષ્ઠિરના સ્વર્ગારોહણના વર્ણનમાં કદાચ મળે છે. ગાંધીજી સાથેના બીજા નેતાઓના મતભેદની ચર્ચા કરતાં મેં કહ્યું, 'બાપુ, આને

મતભેદ ન કહેવો જોઈએ. એક સાકરમાં વધારે ગળપણ હોય અને બીજીમાં થોડું હોય, તો શું આપણે એમ કહીશું કે બંને સાકરોમાં મતભેદ છે? વાત તો એમ છે કે, આપ શુદ્ધ ધર્મની વાત કરો છો ત્યારે બીજા નેતાઓ આપદ્ધર્મની વાત કરે છે. એમની શ્રદ્ધા એટલી બળવાન નથી કે તેઓ શુદ્ધ ધર્મની વેદી પર કહેવાતી વ્યાવહારિકતાનું બલિદાન આપી દે. અને આપના જેટલી જીવંત શ્રદ્ધા બધાનાં હૃદયમાં જામે, એવી આશા પણ આપ કેમ રાખી શકો? યુધિષ્ઠિર જ્યારે સ્વર્ગમાં ગયા ત્યારે એમનાં સાથીઓ જેમ એક એક કરીને પડતાં ગયાં, એવી જ આપની સ્થિતિ છે. જેમ જેમ આપ આગળ વધો છો, ઊંચે ચડો છો, તેમ તેમ આપના સાથીઓ પાછળ પડતા જાય છે, થાકના માર્યા પડતા જાય છે.'

પાસે બેઠેલાં ડૉ. સુશીલાએ મજાકમાં કહ્યું, 'પણ યુધિષ્ઠિરની સાથે કૂતરો તો રહ્યો હતો. બાપુ, આ દૃષ્ટાંત પ્રમાણે સ્વર્ગમાં પહોંચનાર કૂતરો કયો છે?'

ગાંધીજીએ કહ્યું, 'પણ પહેલું એ કહો કે અહીં યુધિષ્ઠિર કોણ છે?'

પ્રસ્તુત વિષયના ગાંભીર્યથી બધાના ચહેરા પર એક પ્રકારની જે રેખાઓ પડી હતી તે આ મજાકથી દૂર થઈ ગઈ. બધા ખડખડાટ હસી પડ્યા!

પણ આનું પરિણામ શું આવશે? હજી તો કાલચક્ર ઇતિહાસને ઘડ્યે જાય છે. અંત તો બાકી છે: ભાવિ ભવિષ્યના ગર્ભમાં છે. પણ એક વાત સ્પષ્ટ થઈ ગઈ: મહાસભાની અહિંસાનીતિ એ એક ઉપયોગિતાવાદ હતો; ગાંધીજીની અહિંસા એ એમનો પ્રાણ છે. પણ ગાંધીજીની અહિંસા મહાસભા પર

પ્રભાવ નહિ પાડે, અને જે અહિંસા અત્યાર સુધી ઉપયોગિતા-વાદના ઢાંકણા નીચે ઢંકાયેલી હતી તે હવે પોતાનું શુદ્ધ સ્વરૂપ નહિ પ્રકાશે એમ કોણ કહી શકે?

બે મહિના સુધી ઉપયોગિતાવાદનું સેવન કર્યા પછી મુંબઈમાં ફરીથી ગાંધીજીના હાથમાં લગામ સોંપાઈ, એ વસ્તુ એમ તો સિદ્ધ નથી કરતી કે, મને કમને મહાસભા શુદ્ધ ગાંધીવાદ તરફ ખેંચાઈ રહી છે?

મને લાગે છે કે, જ્યારે બહારના આક્રમણથી હિન્દની રક્ષા કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થશે ત્યારે આપણા નેતાઓનું ખૂબ હૃદયમંથન થવાનું છે. હિંસાત્મક શસ્ત્રોથી કોઈ મોટા રાષ્ટ્રનો સામનો કરવાની આપણી હોંશ — જો સાચે જ હોંશ હોય તો — એ નાને મોઢે મોટી વાત છે. બીજી બાજુ આપણી પાસે સત્યાગ્રહનું શસ્ત્ર છે. તે શસ્ત્ર કસોટી પર ચડીને સંપૂર્ણ ન પણ થયું હોય તોય તે એવું શસ્ત્ર છે કે જે આજે બીજા કોઈ રાષ્ટ્ર પાસે નથી. એટલે ખરેખર જે દિવસે ભારતના રક્ષણનો પ્રશ્ન ખડો થશે, તે દિવસે ગાંધીજી જીવતા હોય અને સત્યાગ્રહનું શસ્ત્ર કાટ ખાતું બાજુ પર પડ્યું રહે, એવો સંભવ નથી. ગાંધીજીને તો એ પણ વિશ્વાસ છે કે, અહિંસક લડતમાં ભારતની જનતા પાછળ નહિ રહે. એમની સમજ પ્રમાણે, શ્રદ્ધાની ખોટ નેતાઓમાં છે, જનતામાં નહિ.

ગમે તેમ હોય, એક વસ્તુ સાબિત થઈ, અને તે અહિંસામાં ગાંધીજીની જીવંત શ્રદ્ધા. બીજી વસ્તુ જે સાબિત થવાની હજી બાકી છે એ છે અહિંસા-શસ્ત્રની શક્તિ. એને માટે પ્રસંગ આવી પહોંચ્યો છે એમ લાગે છે. અને જો ગાંધીજીના જીવનકાળમાં એ પ્રસંગ આવી જાય અને એમાં



જેલમાંથી છૂટ્યા પછી
(દક્ષિણ આફ્રિકા)



દક્ષિણ આફ્રિકાના અંતિમ સત્યાગ્રહ સમયનું એક દૃશ્ય

[ ગાંધીજી સાથે શ્રી. કૅલનબૅક, શ્રી. [illegible] અને શ્રીમતી પોલક ]

એ શસ્ત્રનો વિજય સાબિત થાય, તો એ બનાવ દુનિયાના ભવિષ્યનો ઇતિહાસ ઘડવામાં એક અદ્ભુત વસ્તુ થશે.

પણ વચ્ચે ભવિષ્યની કલ્પના આવી ગઈ. ગમે તેમ હોય, અંગ્રેજોને મૂંઝવણ ન થાય એ ગાંધીજીની ઇચ્છાનું દેશે હજી સુધી એકે અવાજે પાલન કર્યું છે. ખાકસારોએ ઉપદ્રવ કર્યો, પણ મહાસભા શાંત રહી. આ શાંતિ બળવાનની હતી. સહેજે આજ મહાસભા લાખો માણસોને હોમી શકે છે, જેલો ખીચોખીચ ભરી દઈ શકે છે. પણ ગાંધીજીએ શાંતિ રાખીને, આ યુદ્ધના સમયમાં જનતા પર પોતાનો કેટલો કાબૂ છે, એ સાબિત કરી આપ્યું. ભારતવર્ષમાં આજના જેટલી શાંતિ પહેલાં કદી નહોતી. આપણે આપણી ઉદારતા બતાવી; તેથી આપણી શક્તિ પુરવાર થઈ છે. આપણી શુભ નિષ્ઠાનું પ્રમાણ મળ્યું. શુદ્ધ સત્યાગ્રહનું સ્વરૂપ ઇંગ્લંડની નજર સામે આવી ગયું. અંગ્રેજો સાથે આપણી લડત બંધ નથી થઈ. યુદ્ધ પછી એમની સાથે લડત થાય એમ બનવા જોગ છે. કદાચ બહુ ભયંકર લડત પણ થાય. એ પણ બનવા જોગ છે કે, સરકાર પોતાની ભૂલોથી મહાસભાને લડવાની ફરજ પાડે. પણ અંગ્રેજોને મૂંઝવણથી બચાવવાને ગાંધીજી કંઈ બાકી નહિ રાખે. આજે અંગ્રેજો ગભરાટમાં છે તે સમયે એમના પર હુમલો કરવો એ કાયરતા ગણાય, એવી ભાવના ગાંધીજીના મનમાં અવશ્ય રહેલી છે. એમને સ્વરાજ્ય કરતાં પણ સત્યાગ્રહ વધારે પ્રિય છે. અને તેઓ માને છે પણ એમ જ કે, આપણે શુદ્ધ સત્યાગ્રહને અનુસરીએ એમાં જ સ્વરાજ્યની વધારેમાં વધારે સેવા છે. આથી તેમણે બ્રિટિશ સલ્તનતને મૂંઝવણથી બહુ બચાવી. આને માટે ઇંગ્લંડ કૃતજ્ઞ નથી. અને એની

મનોવૃત્તિમાં પણ કંઈ ફરક પડ્યો નથી. પણ ગાંધીજી આશા રાખીને બેઠા છે કે, 'ચમત્કારનો યુગ ગયો નથી. ઈશ્વર છે ત્યાં સુધી ચમત્કાર પણ છે.' આ શ્રદ્ધારૂપી વરાળથી ગાંધીજીનું એંજિન ચાલ્યા કરે છે.

ચાલુ યુદ્ધના સમયમાં એક બીજી વસ્તુ મેં ગાંધીજીમાં જોઈ છે. યુદ્ધ શરૂ થયું ત્યારથી પ્રાયઃ સેવાગ્રામમાં જ રહેવાનું તેઓ પસંદ કરે છે. બહુ જરૂરને કારણે એમને એક વાર બંગાળ જવું પડ્યું. રામગઢ મહાસભામાં તો જવાનું જ હતું. જ્યારે જ્યારે વાઈસરૉય પાસે જવું પડ્યું ત્યારે ત્યારે તેઓ ગયા. પણ આ સિવાય બીજી જગ્યાએ ન તો એ જવા માગે છે કે ન તો એમને બહાર જવાનો કોઈ કાર્યક્રમ ગમે છે. બહાર જવા માટે પહેલાંના જે વાયદા કરેલા, તે પણ તેમણે માંડી વાળ્યા. મારી જોડેનો પણ એક વાયદો હતો, પણ તે પાછો ખેંચી લીધો. કેમ? 'લડાઈ ચાલે છે ત્યાં સુધી મને સેવાગ્રામ છોડવાનું સારું નથી લાગતું.' કંઈ વિચાર કરતા રહેતા હશે. પણ કદી એમને મેં વિચારમગ્ન જોયા નથી. છતાં, વર્તમાન યુદ્ધમાં એમને બહુ વિચાર કરવો પડ્યો છે, એમ લાગે છે.

# ૧૪

પણ ગાંધીજી વિચાર ક્યારે કરે છે એ પ્રશ્ન તો સામે રહે છે જ. ખરેખર, એમને એટલું કામ હોય છે કે એક પળની પણ એમને ફુરસદ નથી રહેતી, એમ કહી શકાય. પ્રાયઃ મને લાગ્યું છે કે, ખૂબ કામને લીધે કોઈ કોઈ વાર મહત્ત્વનાં કાર્યો ધ્યાન બહાર રહી જાય છે અને ઓછા મહત્ત્વનાં કામોને જરૂર કરતાં વધારે સમય મળી જાય છે. બીજી ગોળમેજી પરિષદમાં ગયા ત્યારે જેઓ હમેશાં મંત્રીઓ તરીકે એમની સાથે રહેતા આવ્યા છે તેઓ જ હતા. નવાં નવાં કામનો ધસારો ચાલુ હતો છતાં કામ જલદી પતી જાય એવી વ્યવસ્થા નહોતી. નવા માણસોને મંત્રીકામમાં ભરતી કરવા સિવાય બીજો શો ઉપાય હતો? પણ ગાંધીજીને એ મંજૂર નહોતું. કામ વધતું જતું હતું તેમ તેમ તેને માંહોમાંહે વહેંચી લઈને પહોંચી વળવામાં આવતું હતું. પરિણામે ગાંધીજીનો ઊંઘવાનો સમય ઘટતો જતો હતો.

લંડનમાં કામ કરતાં કરતાં રાતના બે સુધી વાગી જતા. સવારે ચાર વાગ્યે પ્રાર્થના કરીને, નવ વાગતામાં ફરી કરીને, જમી પરવારીને પાછું કામે લાગવું પડતું. ચાર કલાકથી વધારે ઊંઘ ભાગ્યે જ કદી મળતી હતી. આથી ગાંધીજીએ પરિષદમાં જ, જ્યારે વ્યાખ્યાનો ચાલતાં હોય ત્યારે, ખુરસી પર બેઠે બેઠે આંખો મીંચી લઈ ઊંઘ લેવાનું શરૂ કર્યું. મેં ટોક્યા,

'મોટા મોટા લોકો બેઠા હોય, વ્યાખ્યાનો ચાલતાં હોય, અને આપ ઊંઘતા હો. એ સારું નથી લાગતું.'

જવાબ મળ્યો, 'ત્યારે શું ઉજાગરો કરીને અહીં જ બીમાર પડવું? અને એક પણ મહત્ત્વનું વ્યાખ્યાન મેં ન સાંભળ્યું હોય એવું તમે કદી જોયું છે?' આ વાત ખરી હતી.

અહીં પણ વિવેકનો એમનો ગજ કંઈક જુદો જ હતો. કોણ જાણે કઈ વૃત્તિ કામ કરી રહી હતી? જ્યાં કોઈ મહત્ત્વની વ્યક્તિ બોલવા ઊઠે કે ગાંધીજી ચટ આંખો ખોલી દેતા અને એ ભાષણ પૂરું થાય કે પાછા ઊંઘી લેતા.

પણ મને એ સ્થિતિ ઠીક નહોતી લાગતી. અમે અંદર અંદર ચર્ચા કરતા કે બાપુએ પોતાના મંત્રીઓમાં થોડા નવા માણસો લેવા જોઈએ. દરેક પત્ર બાપુ અથવા મહાદેવભાઈ પોતાને હાથે જ લખે એવી શી જરૂર છે? ગાંધીજીનો જમણો હાથ લખતાં લખતાં થાકી જતો. એટલે એ ડાબે હાથે કામ કરવા માંડતા. ગોળમેજી પરિષદનાં કામોની તેઓ કોઈ કોઈ વાર અવગણના પણ કરતા, અને એને બદલે ગાયોના પ્રદર્શનમાં જવું, વિલાયતી બકરીઓ જોવી, સામાન્ય સાધારણ માણસોને મળવું કરવું, કેટલીય જાતની ધૂનોને જરૂર કરતાં વધારે વખત આપવો,—આ બધી વસ્તુઓ વધતી જતી હતી. પ્રાયઃ ગરીબ લોકોનાં બાળકો સાથે રમતાં રમતાં ગાંધીજી કહ્યા કરતા હતા કે, મારી ગોળમેજી પરિષદ સેંટ જેમ્સ મહેલમાં નહિ, આ બાળકો વચ્ચે છે. આ બધી વસ્તુઓ પાસે રહેલાઓને ખટકતી પણ હતી. હવે વિચાર કરતાં મને લાગે છે કે ગાંધીજીએ ગોળમેજી પરિષદની અવગણના કરીને કંઈ ખોયું નથી. પરંતુ મને હજી પણ લાગે છે કે, એમની પાસે કામ વધારે છે અને

તેને માટે માણસો થોડા છે. લઘુલિપિ-લેખક કેમ નથી રાખતા, જેથી લખવામાં સગવડ પડે અને સમય બચે? કેટલીય વાર મેં એની વાત કાઢી, પણ કંઈ વળ્યું નથી.

પણ પ્રશ્ન તો એ છે કે, 'આટલા કામ વચ્ચે એમને વિચાર કરવાની ફુરસદ ક્યારે મળે છે?'

કેટલીયે એવી બાબતો છે કે, જે વિષે એમને એમના સાથીઓ સાથે મતભેદ થયો. કેટલીયે ઘટનાઓ મને યાદ છે, જેમાં મને લાગેલું કે ગાંધીજી ભૂલ કરી રહ્યા છે, અને પાછળથી સાબિત થયું કે ભૂલ એમની નહિ, એમનાથી જુદો મત રાખનારની હતી. એક વાર એક પ્રતિષ્ઠિત મિત્રે એક ઘટના બનતી હતી ત્યારે કહ્યું કે, 'ગાંધીજી ભૂલ કરી રહ્યા છે.' મેં પણ કહ્યું, 'હા, ભૂલ કરે છે.' પણ પછી એ જ મિત્રે યાદ દેવડાવ્યું કે, અમે કેટલીય વાર જે ચીજને ગાંધીજીની ભૂલ માની હતી તે પાછળથી એમની બુદ્ધિમત્તા સાબિત થઈ હતી. આ વાત ખરી હતી. આટલું કામ, અને આટલા જટિલ પ્રશ્નોની સમસ્યા અને છતાં આટલો શુદ્ધ નિર્ણય! આ આશ્ચર્ય છે. મનુષ્યમાત્ર ભૂલ કરે છે. ગાંધીજી પણ ભૂલ કરે છે. તેમણે પોતાની કેટલીક ભૂલો ખૂબ મોટી કરી કરીને વર્ણવી છે. પણ ગમતની વાત એ છે કે જે બાબતોને એમણે ભૂલ માની તેને એમના સાથીઓએ ભૂલ નથી માની. બલ્કે એમના સાથીઓએ માન્યું છે કે ગાંધીજીએ ભૂલ સ્વીકારવામાં ભૂલ કરી છે! ભૂલ મનુષ્યમાત્ર કરે છે. ગાંધીજી પણ ભૂલ કરે છે, પણ સૌથી ઓછી.

ગાંધીજીના નિર્ણય કરવાની રીત શી છે? તેઓ કઈ રીતે વિચાર કરે છે? આટલા કામ વચ્ચે ક્યારે વિચાર કરે

છે? ગાંધીજીને મેં કદી વિચારમગ્ન નથી જોયા. પ્રશ્ન આવ્યો કે ઝટ નિર્ણય કર્યો. મોટા મોટા પ્રસંગોએ મેં જોયું છે કે, પ્રશ્ન ખડો થયો છે, નિર્ણય કરવાનો સમય આવી ગયો છે, પણ જ્યાં સુધી બરાબર મોકો ન આવે ત્યાં સુધી તે નિર્ણય નથી કરતા.

ગોળમેજી પરિષદની પ્રથમ બેઠકમાં એમનું મહત્ત્વનું વ્યાખ્યાન થવાનું હતું. એ વ્યાખ્યાન સાંભળવા, એમના વિચારો જાણવા બધા લોકો બહુ ઉત્સુક હતા. ગાંધીજીએ નહોતો કંઈ વિચાર કર્યો કે નહોતી કંઈ તૈયારી કરી. અને ત્યાં પહોંચતાં જ એમના મોંમાંથી મહત્ત્વની વાતોની ધારા વહેવા માંડી.

બહુ મહત્ત્વના કામને માટે વાઈસરૉયની મુલાકાતે જઈ રહ્યા છે. તેની પાંચ મિનિટ પહેલાં હું પૂછું છું: 'શું કહેશો?' જવાબ મળે છે: 'મારું મગજ ખાલી છે. મને ખબર નથી કે શું કહીશ.' અને ત્યાં પહોંચતાં જ કંઈ અનોખી વાત કહી દે છે.

આ એક અદ્‌ભુત વસ્તુ છે.

અમદાવાદમાં મિલમજૂરોની હડતાળ પડી. ન્યાય મજૂરોના પક્ષમાં હતો, એવી ગાંધીજીની માન્યતા હતી. એમને મિલમાલિકો તરફ પણ પ્રેમ હતો. એટલે કેટલેક અંશે તો આ પ્રેમનો પણ ઝઘડો હતો. મજૂરો પહેલાં તો ઉત્સાહમાં હતા, પણ પાછળથી ઢીલા થવા લાગ્યા. ભૂખના માર્યા બધાનાં મોં લેવાવા લાગ્યાં. તેમની સભામાં ગાંધીજી વ્યાખ્યાન આપતા હતા. મજૂરોના ચહેરા પર સુસ્તી હતી. ગાંધીજીના મોંમાંથી અચાનક નીકળી ગયું: 'જો હડતાળિયાઓ

મક્કમ ન રહે અને ફેંસલો ન થાય ત્યાં સુધી હડતાળ ચાલુ ન રાખે તો હું ખોરાક નહિ લઉં.' આ નિર્ણય તેમના મોંમાંથી અચાનક નીકળી પડ્યો. નહોતો તેમણે પહેલાં ઉપવાસનો વિચાર કર્યો, કે નહોતો કોઈ વિચાર કરીકારવીને તત્ત્વનિર્ણય તોળી રાખ્યો. રાજકોટનો ઉપવાસ પણ આમ જ અચાનક કરવામાં આવ્યો હતો.

## ૧૫

આ ઘટનાઓમાં એક વસ્તુ મેં સ્પષ્ટ જોઈ: ગાંધીજી નિર્ણય કરવા માટે નથી વિચારમગ્ન થતા કે નથી પોતાના નિર્ણયને વિચારની કસોટી પર પહેલાં કસતા. નિર્ણય પહેલાં થાય છે, તેનાં તર્ક અને દલીલ પાછળથી પેદા થાય છે. આ જ કારણથી એમની દલીલો કોઈ કોઈ વાર કાચી લાગે છે, તો કોઈ વાર 'घृताधारं पात्रं वा पात्राधारं घृतम् ।' (ઘીના આધારે પાત્ર કે પાત્રના આધારે ઘી)ની પેઠે અત્યંત સૂક્ષ્મ, કે મારીમચડીને કે ખેંચાતાણીને કરેલી દેખાય છે. કોઈ કોઈ વાર આવી દલીલોથી એમના વિરોધીઓ હેરાન થઈ જાય છે અને એમને ચાણક્ય કહે છે. અને એમને એવી માછલીની ઉપમા આપવામાં આવે છે કે જે સુંવાળી હોવાથી હાથની પકડમાં નથી આવતી અને કાબૂમાંથી સરકી જાય છે.

પણ અસલ વાત એમ છે કે, ગાંધીજીની દલીલો તો સ્વાભાવિક હોય છે. પણ એ દલીલો નિર્ણય પછી પેદા થાય છે; દલીલ અને તર્કની ભૂમિકા ઉપર નિર્ણય ખડો નથી કરવામાં આવતો. આથી કરીને એમનો આખોય નિર્ણય ક્યારેક બિનજરૂરી જટિલતાવાળો, ક્યારેક ચાણક્યનીતિ જેવી શબ્દજાળથી ભરેલો, અને ક્યારેક પોકળ દેખાય છે.

પણ બીજું થઈ પણ શું શકે? સૂરજને પૂછો કે તે ઠંડીમાં દક્ષિણાયનના અને ગરમીમાં ઉત્તરાયણના કેમ થાય છે, તો તેનો બરોબર કશો ઉત્તર મળશે? ઠંડી ગરમી દક્ષિણાયન

ઉત્તરાયણને કારણે થાય છે; દક્ષિણાયન ઉત્તરાયણ ઠંડી ગરમીને કારણે થતાં નથી. ગાંધીજીની દલીલો પણ એવી જ છે. એ દલીલો નિર્ણયને કારણે થાય છે; નિર્ણય દલીલોથી થતો નથી. ખરું જોતાં, એમના નિર્ણય વિષે જબરદસ્ત દલીલ એ જ હોઈ શકે કે, એ ગાંધીજીનો નિર્ણય છે. આ કહેવામાં હું અતિશયોક્તિ નથી કરતો; કેમકે મેં જોયું છે કે, એમનો નિર્ણય એમની દલીલો કરતાં ક્યાંય પ્રબળ અને નિરુત્તર કરનાર હોય છે.

સ્વાતંત્ર્યદિનને અંગે લેવાતી 'ચોવડી પાયમાલી'વાળી જે પ્રતિજ્ઞા છે તેમાં કહ્યું છે કે, અંગ્રેજોએ ભારતવર્ષની આર્થિક, રાજનૈતિક, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક પાયમાલી કરી છે. આ જૂની પ્રતિજ્ઞા છે અને વરસોથી ચાલી આવે છે. પણ આ વરસે ઘણો કોલાહલ થયો. અંગ્રેજી પત્રકારોએ અને કેટલાક અંગ્રેજ આગેવાનોએ કહ્યું કે, 'આ હડહડતું જૂઠાણું છે. અમે લોકોએ આધ્યાત્મિક કે સામાજિક પાયમાલી ક્યારે કરી? ભારતીય અધ્યાત્મ કે સંસ્કૃતિનું અમે ખૂન કર્યું છે, એ કથન જ તદ્દન અસત્ય છે.'

આ વાતમાં કંઈક વજન પણ છે. પરંતુ, હંમેશ બને છે તેમ, ગાંધીજીના કહેવાનો અર્થ સાધારણ આમજનતા ગમે તે કરે, ગાંધીજીને તો તેનો પોતાનો જ અર્થ માન્ય છે. શબ્દોના સાહિત્યિક અર્થો એમને મંજૂર નથી; શબ્દોમાં જે સાર હોય છે તેના એ પક્ષપાતી છે. મહાસભાએ કહ્યું, 'આઝાદી જોઈએ.' ગાંધીજીએ કહ્યું, 'હા, આઝાદી જોઈએ.' પરંતુ જવાહરલાલજી આઝાદી માગે છે તે કોઈ જુદી ચીજ છે, અને ગાંધીજીની આઝાદી જુદી ચીજ છે. ગાંધીજીની આઝાદી પૂર્ણ સ્વરાજ્ય તો છે જ, પણ કેવળ રાજનૈતિક આઝાદીના કરતાં

તે અનેક દૃષ્ટિથી વધારે જટિલ પણ છે. ગાંધીજીના પૂર્ણ સ્વરાજ્યમાં અંગ્રેજોને માટે તો ત્યાગ છે જ, પણ એમાં હિન્દીઓ માટે પણ સુખે સૂવાનું નથી. આઝાદી કહેતાં કહેતાં ગાંધીજી 'પૂર્ણ સ્વરાજ્ય' શબ્દનો પ્રયોગ કરવા લાગે છે. અને પછી 'રામરાજ્ય' કહેતા રહે છે.

અસલ તો એ રામરાજ્ય જ ઇચ્છે છે. કેટલીય વાર એમણે પાશ્ચાત્ય ચૂંટણીપદ્ધતિને વખોડી છે, અને રામરાજ્યને શ્રેષ્ઠ માન્યું છે; કેમકે એમની દૃષ્ટિએ રામરાજ્યનો અર્થ પૂર્ણ સ્વરાજ્ય હોઈ શકે, પણ પૂર્ણ સ્વરાજ્યનો અથ રાક્ષસરાજ્ય પણ હોઈ શકે. જર્મની સ્વતંત્ર છે એમ આપણે માની શકીએ. પણ ગાંધીજી એવી સ્વતંત્રતા નથી ઇચ્છતા. તેઓ મુદ્દા પાછળ ચાલે છે, શબ્દના ગુલામ નથી. લાડુ કહો કે તેને બીજું નામ કહો; તેઓ એક પોષક અને સ્વાદિષ્ટ ભોજન ઇચ્છે છે. તેઓ શબ્દનો એવો અર્થ કરે છે કે જેની પાછળ કંઈક મુદ્દો, કંઈક તથ્ય હોય છે. આથી દરેક શબ્દનો તેઓ પોતાનો અર્થ કરે છે અને તેને જ વળગી રહે છે. આથી ઘણી ગેરસમજો થાય છે, પણ તેનાથી તેઓ મૂંઝાતા નથી.

'લોકપ્રતિનિધિ સભા' ('કૉન્સ્ટિટયુઅન્ટ એસેમ્બ્લી') શબ્દના અર્થના પણ કદાચ એ જ હાલ છે. રામગઢના સવિનય કાનૂનભંગના ઠરાવ પાછળ જે નિયમનો છે તે લોકો ભૂલી જાય છે અને કાનૂનભંગ યાદ રાખે છે. પણ ગાંધીજી કાનૂન-ભંગને ઊંચે મૂકીને તેની પાછળ રહેલાં નિયમનોનું રટણ કરે છે. જ્યારે લોકો રસગુલ્લાના નામની બૂમ મારે છે ત્યારે એમના મનમાં એક ગોળ અંડાકાર, સફેદ, મીઠી અને રસભરી ચીજ એવો અર્થ હોય છે. પણ ગાંધીજીને આટલાથી સંતોષ

નથી. એમને ગોળાકાર, અંડાકાર કે સફેદીની પરવા નથી. એનો આકાર ભલે ચપટો હોય, રંગ ભલે પીળાશ પડતો હોય, પણ તે ચીજ મીઠી તો હોવી જ જોઈએ, અને તાજી પણ હોવી જોઈએ. એમાં કશું ઝેર ભળેલું ન હોય, સ્વચ્છ દૂધની તે બની હોય; એમાં ઇષ્ટ ગણાતી બધી ચીજો હોવી જોઈએ; પછી આકાર એનો ગમે તેવો હોય, કેમકે રૂપરંગનું કંઈ બંધન નથી. ખાંડ સફેદને બદલે લાલ હોય અને તેથી રસગુલ્લાનો રંગ લાલ હોય, તો એ એમને વધારે પસંદ છે. જ્યારે એમણે 'ચોવડી પાયમાલી'વાળી પ્રતિજ્ઞાનું સમર્થન કર્યું ત્યારે તેનો એમનો પોતાનો અર્થ કંઈક જુદો હતો અને મહાસભાનો કંઈક જુદો હતો.

આથી જ્યારે કેટલાક પ્રતિષ્ઠિત અંગ્રેજોએ આ પ્રતિજ્ઞા વિષે ફરિયાદ કરી અને એ પ્રતિજ્ઞા અસત્ય અને હિંસાત્મક છે એમ કહ્યું, ત્યારે ગાંધીજીએ તરત જ પોતાની વ્યાખ્યા આપી દીધી :

'મારા પિતાજી સીધાસાદા આદમી હતા. તેઓ હમેશાં નરમ ચામડાના દેશી જોડા પહેરતા. પણ જ્યારે એમને ગવર્નરના દરબારમાં જવું પડયું ત્યારે બૂટ મોજાં પહેર્યાં. કલકત્તામાં મેં જોયેલું કે કેટલાક રાજા મહારાજાઓને કર્ઝનના દરબારનું નિમંત્રણ આવ્યું ત્યારે તેમને વિચિત્ર તૈયારીઓ કરવી પડી. તેમનાં સજાવટ અને વેશ એટલાં બેડોળ હતાં કે જાણે તેઓ ખાનસામાના વેશમાં હોય એવા લાગતા હતા. હજારો હિન્દીઓ એવા છે જેઓ અંગ્રેજી જાણતા તો થયા, પણ પોતાની ભાષામાં કોરા છે. શું આ સંસ્કૃતિ અને અધ્યાત્મનો હ્રાસ નથી? માનો કે આ અમે અમારી સ્વેચ્છાથી કર્યું,

પણ શરણુ સ્વેચ્છાપૂર્વકનું હોય તેથી શું અંગ્રેજોનો દોષ ઘટી જાય છે? પોતાને જકડતી બેડીઓને જ જો કેદી પૂજવા માંડે અને પોતાને બાંધનારનું અનુકરણ કરવા માંડે, તો પછી ક્રાસમાં બાકી શું રહ્યું?'

આ દલીલ જરા વિચિત્ર છે. પણ એ દલીલે 'પ્રતિજ્ઞા'થી પેદા થયેલી કડવાશ જરૂર ઓછી કરી નાખી. સાથે સાથે ગાંધીજીના વિરોધીઓને એમ લાગ્યા વગર ન રહ્યું કે, બહુ ઝીણું કાંતવામાં આવ્યું છે. પણ ખરી વાત એ છે કે એ પ્રતિજ્ઞાનો ગાંધીજીનો પોતાનો અર્થ જુદો છે અને લોકોનો કંઈક જુદો છે. ગાંધીજીના નિર્ણય દલીલોને આધારે નથી થતા. દલીલ પછી આવે છે, નિર્ણય પહેલાં થાય છે. ખરું જોતાં, શુદ્ધ બુદ્ધિવાળાઓને નિર્ણય કરવામાં બહુ વિચાર નથી કરવો પડતો. એક સારી બંદૂકમાંથી છૂટેલી ગોળી એકદમ ઝડપથી નિશાન પર જઈને વાગે છે. એ જ રીતે સ્થિતપ્રજ્ઞનો નિર્ણય પણ યંત્રની પેઠે ઝડપથી થાય છે, કેમ કે 'सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ।' [(જીવનમાં) સત્યની પ્રતિષ્ઠા થતાં, ક્રિયાની ફળપ્રાપ્તિ (તે માણસના વચન પર) આશ્રય રાખે છે — તેને વાચાસિદ્ધિ મળે છે.]

પણ આ એમની વિભૂતિ — અને એને વિભૂતિ સિવાય બીજું શું કહી શકાય? — મિત્ર અને વિરોધી બંનેને મૂંઝવણમાં નાખી દે છે. આ વસ્તુ ગાંધીજીને ગૂઢ બનાવી દે છે. તેથી કેટલાયે લોકો એમના કથનને અક્ષરશઃ ન સ્વીકારતાં તેને શંકાની દૃષ્ટિએ જુએ છે.

ગાંધી-અરવિન-કરાર સમયની વાત છે. લગભગ બધી બાબતો નક્કી થઈ ગઈ. વાઇસરોય અને ગાંધીજીએ સાથે મળીને એકેએક શબ્દ વાંચી લીધો. વાંચતાં વાંચતાં

વાઇસરૉયને ત્યાં જ બપોર થઈ ગયા. વાઇસરૉયે કહ્યું, 'હું જમી લઉં છું. આપ પણ થાકી ગયા છો. મારા ખંડમાં સૂઈ જાઓ. પછી ઊઠીને આગળ કામ કરીશું.' ગાંધીજી સૂઈ ગયા. અઢી વાગે ઊઠ્યા. હાથ મોં ધોયાં. એ પ્રસંગનો ઉલ્લેખ કરતાં તેમણે કહ્યું છે, 'મને કંઈક બેચેની જેવું લાગ્યું. મને થયું કે આ શું છે? બેચેની કેમ છે? આ શારીરિક બેચેની નહોતી, માનસિક બેચેની હતી. મને લાગ્યું કે હું કંઈક ભૂલ કરું છું. મેં કરારનામાનો ખરડો લીધો ને તે વાંચવા માંડ્યો. વાંચતાં વાંચતાં જમીન સંબંધી કલમ પર આવતાં મને કંઈક ખટક્યું. બસ, મેં જાણી લીધું કે અહીં જ ભૂલ થતી હતી. વાઇસરૉયને મેં કહ્યું, આ ખરડો બરાબર નથી. હું એમાં સંમત થઈ શકું એમ નથી. એ ખરડો મેં સ્વીકાર્યો હતો એ સાચી વાત છે, પણ મેં જોયું કે હું ભૂલ કરતો હતો. એટલે હું મારી સંમતિ પાછી ખેંચી લઉં છું.'

વાઇસરૉય બીચારો સ્તબ્ધ થઈ ગયો. આ તે કંઈ રીત છે? દલીલો તો ગાંધીજી પાસે ઘણી હતી અને સચોટ હતી. પણ રંગભૂમિ પર દલીલોએ પાછળથી પ્રવેશ કર્યો, પહેલો નિર્ણય આવ્યો. આખરે વાઇસરૉયે દલીલો માન્ય રાખી. પણ આ માણસ આડો છે એમ વાઇસરૉયે નહિ માન્યું હોય?

છઠ્ઠી એપ્રિલ સત્યાગ્રહદિન તરીકે ઊજવવામાં આવે છે. એના નિર્ણયનો ઇતિહાસ પણ એવો જ છે. એ દિવસ નક્કી થયો તેના થોડા દિવસ પહેલાં ગાંધીજીએ એની કલ્પના સરખી પણ નહોતી કરી. એક રાત્રે ગાંધીજી સૂઈ ગયા. રાત્રે સ્વપ્ન આવ્યું કે છઠ્ઠી તારીખ સત્યાગ્રહદિન તરીકે ઊજવો.

સાથીઓએ કહ્યું કે, હવે એટલો સમય નથી રહ્યો, એટલે એમાં સફળતા મળવી મુશ્કેલ છે. પણ ગાંધીજીએ એની કંઈ પરવા ન કરી. લોકોને ખબર આપવામાં આવી. અને છઠ્ઠી તારીખનો દિવસ ભભકાભેર સફળ થયો. શું આ કોઈ દલીલોથી થયેલો નિર્ણય હતો? એમના સાથીઓને એમ નહિ થયું હોય કે, આ તે કેવા અજોડ માણસ છે, કે ઝટ નિર્ણય કરે છે અને દલીલો પાછળથી ઉપજાવી કાઢે છે? પણ હું ધારું છું કે, જેઓ અંતરઆત્માથી પ્રેરાઈને નિર્ણય કરે છે તેમના નિર્ણય દલીલોને આધારે નથી થતા. પણ આ અંતરાત્મા બધાને પ્રાપ્ત નથી થતો. એ શી વસ્તુ છે, એ સમજવાનું પણ મુશ્કેલ કામ છે. પ્રસ્તુત વિષય તો એટલો જ છે કે, ગાંધીજીના નિર્ણયો કેવી રીતે થયા કરે છે.

# ૧૬

ગાંધીજીને મેં પ્રથમ જોયા ત્યારથી મારો એમનો સંબંધ અતૂટ ચાલુ રહ્યો છે. શરૂઆતનાં કેટલાંક વરસ હું એમની પાસે ટીકાવૃત્તિથી જતો, એમનાં છિદ્રો શોધવાની કોશિશ કરતો; કારણ કે નવજુવાનોના આરાધ્ય લોકમાન્યની ખ્યાતિને એમની ખ્યાતિ ટક્કર મારવા મંડી હતી, એ મને ગમતું નહોતું. પણ છિદ્ર શોધવા માટે હું જેમ જેમ ઊંડો ઊતર્યો, તેમ તેમ મારે નિરાશ થવું પડ્યું. અને થોડા વખતમાં એ ટીકાવૃત્તિ આદરમાં પલટાઈ ગઈ, અને પછી આદરે ભક્તિનું રૂપ લઈ લીધું. વાત એમ છે કે, ગાંધીજીનો સ્વભાવ જ એવો છે કે કોઈ વિરલો જ એમના સંસર્ગથી પ્રભાવિત થયા વગર બચે.

જાગ્રત અવસ્થામાં કદી ન કરીએ એવાં, ન કરવા જેવાં કામો આપણે સ્વપ્નાવસ્થામાં કરી બેસીએ છીએ. પરંતુ શરીરની જાગ્રત અવસ્થામાં પણ મનની સુષુપ્તિની દશા રહે છે. એટલે, સૂક્ષ્મતાપૂર્વક નિહાળીને અધ્યયન કરનારા મનુષ્યને, આવી (મનની સુષુપ્તિની) આધ્યાત્મિક બેહોશીમાં થતાં કામો ઉપરથી, તલમાં કેટલું તેલ છે એનું માપ મળી જાય છે. ગાંધીજી સાથે મારો પચીસ વરસથી સંસર્ગ છે. મેં બહુ નજીકથી, સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા, એમનો અભ્યાસ કર્યો છે. ટીકાકાર બનીને એમનાં છિદ્ર શોધ્યાં છે. પણ એમને મેં કદી સૂતેલા જોયા નથી. જાણે તેઓ દરેક પળે જાગ્રત હોય

એમ લાગે છે. એટલે જ્યારે તેઓ કહે છે કે, 'મારી દરેક પળ ઈશ્વરસેવામાં વ્યતીત થાય છે,' ત્યારે એમાં મને કંઈ અતિશયોક્તિ નથી દેખાતી. આવું કથન અભિમાનની નિશાની નથી, કારણ કે ગાંધીજી દ્રષ્ટા બનીને જ પોતાની સમાલોચના કરે છે. કોઈ જો દ્રષ્ટા બનીને પોતાની જાતને જુએ, તો પછી તે પારકાને વર્ણવતો હોય કે પોતાને, એમાં કંઈ ભેદ નથી રહેતો. અને તે પોતા વિષેનું વિવરણ પણ, પારકાનું વિવેચન કરતો હોય તેટલો જ સંકોચરહિત થઈને કરી શકે છે.

યરોડામાં જ્યારે તેમણે ઉપવાસ પર ઉપવાસ કરવા માંડ્યા ત્યારે મને લાગ્યું કે, કદાચ તેઓ એમ વિચાર કરતા હશે કે, 'હું ઘરડો થઈને હવે જવાનો તો છું જ. તો લડતો લડતો કેમ ન જાઉં?' મેં એમને એક રીતનો લગભગ ઠપકો આપતાં કહ્યું. 'આપે જીવીને દેશનું ભલું કર્યું. પણ હવે મરવાનું છે એટલે મૃત્યુથી પણ આપ દેશને ફાયદો કરવા માગો છો.' એમણે કહ્યું. 'એવી કલ્પના માત્ર પણ અભિમાન છે. કેમકે કરવું, કરાવવું, ન કરાવવું, એ ઈશ્વરનું ક્ષેત્ર છે. એ બાબતમાં આપણે મનમાં કશી યોજના દોરીએ તો તેમાં ઈશ્વરના અસ્તિત્વની અવહેલના થાય અને આપણું અભિમાન પુરવાર થાય.' મને આ સાંભળીને આશ્ચર્ય થયું; અહંકારનો એમણે કેટલે સુધી નાશ કર્યો છે. એની મને ખબર પડી.

'काछ दढ़ां कर बरसणा मन चंगा मुखमिट्ठ;
रणसूरा जगवल्लभा सो मैं विरला दिट्ठ।'*

* નિશ્ચળ કચ્છવાળો, દાની હાથવાળો, નિર્મળ મનવાળો, મધુર વાણીવાળો, રણશૂરો અને જગવલ્લભ એવો તો મેં કોઈ વિરલ જ જોયો.



ગોખલેના સ્વાગતમાં — દક્ષિણ આફ્રિકા
(ઈ. સ. ૧૯૧૨)



દક્ષિણ આફ્રિકાથી વિદાય

(ઈ. સ. ૧૯૧૪)

અહંકારથી ગાંધીજી આટલા દૂર છે એની ખબર તો એમના અંતરમાં ડોકિયું કરીએ તો જ પડે.

હરિજન સેવક સંઘના દરેક કાર્યકર્તાએ એક પ્રકારની પ્રતિજ્ઞા લેવી પડે છે. એ પ્રતિજ્ઞાની મતલબ એવી છે કે, 'હું મારા જીવનમાં ઊંચનીચનો ભેદ નહિ માનું.' આ પ્રતિજ્ઞા લેવાનો સમય આવ્યો ત્યારે મેં તે લેવા ના પાડી. મેં કહ્યું, 'કેવળ જન્મના અકસ્માતને લીધે કોઈ ઊંચનીચ નથી એ તો હું સહેજે માની શકું. પણ એક માણસ ચોર છે, દુષ્ટ છે, પાપી છે, એનાં પાપકર્મ પ્રત્યક્ષ છે; અને મારામાં એ દુર્ગુણો નથી, તેનું અભિમાન હું ન કરું, તોપણ 'હું અમુકથી સારો છું' એવું જ્ઞાન થયા વગર તો મને કેમ રહી શકે? એનો અર્થ એ છે કે, હું દ્રષ્ટા થઈને પણ, અમુકથી હું ઊંચો છું અમુકથી નીચો છું, એમ માની શકું છું.'

આ દલીલ એમણે મંજૂર ન કરી, એટલે મેં મુદ્દાની દલીલ રજૂ કરી, 'આપનો જ દાખલો લો. આપ મારા કરતાં ઈશ્વરની વધારે નજીક છો. હવે આપનામાં અભિમાન ન હોય તોયે, આપ ઊંચા છો અને હું નીચો છું, એ વસ્તુ ભૂલી જશો?'

'પણ આ વાત જ ખરી નથી. જ્યાં સુધી આપણે મુકામ પર ન પહોંચીએ ત્યાં સુધી કોણ કહી શકે કે ઈશ્વરની નજીક કોણ છે અને દૂર કોણ છે? જે દૂર દેખાય છે તે નજીક હોઈ શકે, અને જે નજીક દેખાય છે તે દૂર પણ હોઈ શકે. હું એક વાર હિન્દુસ્તાનથી આફ્રિકા જતો હતો. વખતસર સ્ટીમર પર ન પહોંચી શક્યો. લંગર ઉઠાવી લેવામાં આવ્યું હતું, એટલે એક હોડીમાં બેસાડીને મને સ્ટીમર સુધી પહોંચાડવામાં આવ્યો. પણ તોફાન એટલું હતું કે

કેટલીય વાર મારી હોડી સ્ટીમરને અથડાઈને દૂર ખસી ગઈ. અંતે જેમ તેમ કરીને મને સ્ટીમર પર ચડાવ્યો. પણ એવો સંભવેય હતો કે, જેમ હોડી ઘણી વાર સ્ટીમર સાથે અથડાઈ અથડાઈને દૂર ખસી જતી, તેમ તે દૂર જ રહી જાત અને હું સ્ટીમર પર ન પણ ચડી શકત. હોડી સ્ટીમરને અડી એટલા જ ઉપરથી શું આપણે કહી શકીએ કે આપણે સ્ટીમર પાસે પહોંચી ગયા? નજીક પહોંચીને પણ દૂર ચાલ્યા જઈ શકાય છે. તો પછી, હું ઈશ્વરની વધારે નજીક છું અને અમુક માણસ મારાથી દૂર છે, એમ કેમ માની લઉં? એવી કલ્પના જ ભ્રમમૂલક છે અને અહંકારથી ભરેલી છે.'

આ દલીલ મને સુંદર લાગી. તેનાથી વધારે સુંદર તો એ લાગ્યું કે, ગાંધીજી કેટલી હદ સુધી જાગ્રત છે! રાજાનો વેશ લેનાર કળાકાર પોતાના વેશથી મોહિત નથી થતો. ગાંધીજી પોતાની મોટાઈમાં બેભાન નથી. અહંકાર મોહનું બીજું નામ છે. જાગ્રત માણસને મોહ કેવો, અહંકાર કેવો? આથી જ ગાંધીજી કોઈ કોઈ વાર વગર સંકોચે આત્મશ્લાઘા પણ કરી બેસે છે. 'હું પ્રચારશાસ્ત્રનો પંડિત છું; પત્રકારિત્વમાં હું નિપુણ છું; હું પાકો વાણિયો છું; હું શરીરશાસ્ત્રનો વિદ્યાર્થી છું; મારો દાવો છે કે હું આડત્રીસ વરસથી ગીતા અનુસાર આચરણ કરતો આવ્યો છું (આ એમણે ઈ. સ. ૧૯૨૯માં લખ્યું હતું.); હું સત્યનો પૂજારી છું; મારું જીવન અહર્નિશ ઈશ્વરસેવામાં વીતે છે.' બીજા કોઈના મોઢામાંથી આ શબ્દો નીકળે તો એમાં અહંકારની ગંધ આવે, પણ ગાંધીજીના શબ્દોમાં ન આવે, કારણ કે ગાંધીજી તટસ્થ થઈને પોતાની સમાલોચના કરે છે.

એક દક્ષ સરજન નસ્તરથી વાઢકાપ કરીને મનુષ્યશરીરની અંદર છુપાયેલા અવયવો જોનારની નજર સામે લાવે છે. સડેલા ભાગને નિર્દયતાથી કાપી નાખે છે, ટાંકા લગાવે છે, અને એવી નિર્દયતાથી નસ્તર ચલાવે છે કે જાણે તે જીવતા શરીર પર નહિ પણ એકાદ લાકડાના ટુકડા પર પોતાની કુશળતા દર્શાવી રહ્યો હોય! પણ એ જ સરજન પોતાની ઉપર એમ નસ્તર નથી ચલાવી શકતો. પોતાનો સડેલો પગ, જરૂર પડતાં, હસતાં હસતાં કાપીને ફેંકી દે, એવો સરજન ક્યાં છે? પણ ગાંધીજી એવા સરજન છે. એમના સ્નાયુઓ મમતારહિત થઈ ગયા છે. એટલે ગાંધીજી જેટલી નિર્દયતાથી બીજાની ઉપર નસ્તર ચલાવી શકે છે, તે કરતાં વધારે નિર્દયતાથી પોતાની ઉપર ચલાવી શકે છે. 'મેં હિમાલય જેવડી મોટી ભૂલ કરી છે. મેં અમુક પાપ કર્યું,' એવા એકરારોથી એમની આત્મકથા ભરેલી છે. તો પછી, 'બુદ્ધની અહિંસા મારી અહિંસાથી ન્યૂન હતી; ટૉલ્સ્ટૉય પોતાના વિચારોનું પૂરેપૂરું અનુસરણ કદી ન કરી શક્યા. કેમકે એમના વિચાર એમના આચારથી કેટલાયે આગળ દોડતા; હું મારા વિચારો કરતાં મારા આચારને એક ડગલું આગળ મૂકવાનો પ્રયત્ન કરતો આવ્યો છું;'— એવું એવું તેઓ કહે તેમાં શું આશ્ચર્ય? આ શબ્દો અભિમાનના નથી, એક તટસ્થ સરજનના છે કે જે બીજાની ઉપર કરી શકે એટલી જ દક્ષતા અને કુશળતાથી પોતાની ઉપર વાઢકાપ કરી શકે છે.

સૂક્ષ્મ અભ્યાસ કરવાથી સહેજે ખબર પડી જાય છે કે, અભિમાને ગાંધીજીનો સ્પર્શ સરખો નથી કર્યો. હું ધારું છું કે, માણસોની પરખ મોટાં કામોથી નહિ પણ નાનાં કામોથી

થાય છે. મોટામાં મોટો ત્યાગ કરનાર રોજનાં નાનાં નાનાં કામોમાં ગફલત પણ કરી બેસે છે અને ક્યારેક તો બહુ નીચ કામ પણ કરી નાખે છે. એનું કારણ એ છે કે મોટાં કામોમાં લોકો જાગ્રત રહીને કામ સાથે પોતાનો આત્મા જોડે છે; તેથી એ કામ દીપી ઊઠે છે. પરંતુ નાનાં કામોમાં માણસ ગફલતમાં બેધ્યાન બની જાય છે. એ ઉપરથી એવા માણસ વિષે એમ સાબિત થાય છે, કે તેનો ત્યાગ એનો સ્વાભાવિક ધર્મ નથી બની ગયો. પણ ગાંધીજી વિષે એમ કહી શકાય કે, નાનાં કે મોટાં બધાં કામ તેઓ જાગ્રત રહીને કરે છે. એનો અર્થ એ છે કે, ત્યાગ, સત્ય, અહિંસા વગેરે એમનો સ્વાભાવિક ધર્મ બની ગયો છે. ધર્મનું પાલન કરવામાં એમને પ્રયત્ન નથી કરવો પડતો; ને પ્રયત્ન કરવો પડતો હોય તોપણ અત્યંત સૂક્ષ્મ. તેઓ આઠે પહોર જાગ્રત રહે છે. આ કંઈ સાધારણ સ્થિતિ નથી.

## ૧૭

ગાંધીજીને આપણે એક મહાત્માના સ્વરૂપમાં જોયા, એક નેતાના રૂપમાં પણ જોયા, પણ ગાંધીજીનું અસલ સ્વરૂપ તો 'બાપુ'ના સ્વરૂપમાં જોવાનું મળે છે. સેવાગ્રામમાં મોટા મોટા પ્રશ્નો આવે છે; વાઇસરૉય સાથે પત્રવહેવાર ચાલે છે; કાર્યવાહક સભાની બેઠકો થાય છે; મોટા મોટા નેતાઓ આવે છે; મહાસભાવાદી અમલના સમયમાં પ્રધાનમંડળના લોકો સલાહમસલત માટે આવતા જ હતા. પણ આશ્રમવાસીઓ મોટા લોકોના પત્રોથી અંજાતા નથી, કે મોટા લોકોને જોઈને ગાંડા પણ બની જતા નથી. રાજકારણમાં એમને બહુ રસ પણ નથી. એમને તો બાપુએ શું ખાધું, શું પીધું, ક્યારે સુઈ ગયા, ક્યારે ઊઠ્યા, અમુકને શું કહ્યું. અમુકે શું સાંભળ્યું — આ વાતોમાં વધારે રસ છે. અને ગાંધીજી પણ આશ્રમની નાની નાની બાબતોમાં જરૂર કરતાં વધારે રસ લે છે.

આશ્રમ પણ એક અજબ મંડળી છે. એને શંભુમેળો કહેવો જોઈએ. ત્યાં કેટલી જાતના તો દરદી છે, જેમની ચિકિત્સામાં ગાંધીજી ખાસ રસ લે છે. પણ બધા જ બાપુ પાછળ પાગલ છે. મેં એક દિવસ જોયું કે, એક દરદીને શિયાળામાં ઓઢવા સારુ રજાઈ બનતી હતી. બાની જૂની પુરાણી સાડીઓ લાવવામાં આવી. ગાંધીજીએ તે પોતાને હાથે માપી; કેટલું કપડું જશે તેનો અંદાજ કાઢવામાં આવ્યો. રજાઈની અંદર રૂને બદલે જૂનાં છાપાંના એક પર એક થર પાથરીને કપડા સાથે તે સિવાતા હતા. ગાંધીજીએ બધું કામ તેમાં રસ લઈને કરાવ્યું. મને કહ્યું કે, છાપાં રૂ કરતાં વધારે ગરમ છે.

મને થયું કે, શું એમનો અમૂલ્ય સમય આવાં કામોમાં જવો જોઈએ? મેં મજાકમાં કહ્યું, 'દેશના મોટામાં મોટા પ્રશ્નો કરતાં આશ્રમનાં આ કામોમાં આપને વધારે રસ હોય એમ જણાય છે.'

'વધારે તો નહિ, પણ એમ કહો કે, એટલો જ રસ છે.'

હું ચૂપ થઈ ગયો, કેમકે ગાંધીજીએ ગંભીરતાથી જવાબ આપ્યો હતો, મજાકમાં નહિ. પણ વાત સાચી છે. એનું કારણ કદાચ એ પણ હોય કે, ગાંધીજી રાતદિન ગંભીર પ્રશ્નો પર વિચાર કર્યા કરે તો પછી તેમને જરા પણ આરામ ન મળે. આશ્રમ એમને માટે કદાચ પરોપકાર અને ખેલની મિશ્રિત પ્રયોગશાળા છે. આશ્રમ ગાંધીજીનું કુટુંબ છે. મહાનમાં મહાન માણસને પણ કુટુંબસુખની ઇચ્છા હોય છે. એમ તો આખું વિશ્વ ગાંધીજીનું કુટુંબ છે, પણ આશ્રમ-કુટુંબની એમના પર વિશેષ જવાબદારી છે. એ જવાબદારી તેઓ મોહરહિત થઈને નિભાવે છે.

આશ્રમમાં એમણે એટલા ભિન્ન સ્વભાવના અને ભિન્ન ભિન્ન શક્તિવાળા માણસો રાખ્યા છે કે, બહારના પ્રેક્ષકને આશ્ચર્ય થાય છે કે, આ શંભુમેળો તે એમણે શું કામ રાખ્યો છે! પરંતુ એકેએકનો પરિચય કરવાથી ખબર પડે છે કે, દરેકનું પોતાનું સ્થાન છે. બલકે, એમાંથી કેટલાકને તો, કેટલીક બાબતોમાં, ગાંધીજી પોતાના કરતાં પણ વધારે માને છે. કોઈ આધ્યાત્મિક પ્રશ્નનું નિરાકરણ કરવું હોય તો પ્રાયઃ તેઓ વિનોબા, કિશોરલાલભાઈ, કાકાસાહેબ વગેરે પોતાના સાથીઓને તેડાવે છે. એવા સાથીઓ રાખીને જ એમણે જાણે પોતાના મનમાંથી ઊંચનીચ ભાવના નષ્ટ કરી નાખી છે. હલકામાં હલકું મનાતું કામ કરનાર અને ઊંચામાં ઊંચું

મનાતું કામ કરનાર બંને આશ્રમમાં જમતી વખતે સાથે બેસે છે. ઊંચનીચનો ભેદ જેમ પંક્તિમાં નથી, તેમ જ ગાંધીજી અને આશ્રમવાસીઓના મનમાં પણ એ ભેદ નથી.

થોડા દિવસ પહેલાંની વાત છે. વાઇસરૉયને મળવા માટે ગાંધીજી દિલ્લી આવ્યા હતા. પણ સેવાગ્રામ પાછા ફરવાની તેમને તાલાવેલી લાગી હતી. પાછા પહોંચી જવા માટે એક પ્રકારની અધીરાઈ દેખાતી હતી. અંતે જ્યારે એમણે જોયું કે જલદી પાછા નહિ જવાય, ત્યારે તેમણે મહાદેવભાઈને ઝટ સેવાગ્રામ પાછા ફરવા કહ્યું. કામ તો ખૂબ પડેલું જ હતું. આટલો મોટો પ્રશ્ન સામે પડેલો હોવા છતાં તેઓ પોતે પાછા ફરવાની ઉતાવળ કેમ કરી શકે અથવા મહાદેવભાઈને એકાએક પાછા કેમ મોકલી શકે, એ મને ન સમજાયું. મેં કહ્યું, 'આટલું મોટું કામ હોવા છતાં મહાદેવભાઈને પાછા મોકલવાની આ ઉતાવળ મને બહુ ઠીક નથી લાગતી.'

'પણ મારી જવાબદારીનો તો ખ્યાલ કરો,' ગાંધીજીએ કહ્યું. 'હું તો સેવાગ્રામમાં એક ટોળું લઈને બેઠો છું. ત્યાં દરદીઓ તો છે જ, પણ ત્યાં ગાંડપણેય છે. કોઈ કોઈ વાર તો મનમાં થાય છે કે, બસ હવે બધાંને છોડી દઉં અને કેવળ મહાદેવને જ પાસે રાખું. બા રહેશે તો તે પણ રહે. પણ બધાંને છોડી દઉં તો તો જવાબદારીમાંથી હું છૂટી જાઉં. પણ જ્યાં સુધી આ ટોળાની જવાબદારી લઈને બેઠો છું, ત્યાં સુધી તો મારે તે જવાબદારી નિભાવવી જોઈએ. આથી જ, મારું શરીર તો દિલ્લીમાં છે, પણ મારું મન સેવાગ્રામમાં છે.'

સેવાગ્રામના કુટુંબ પ્રત્યે તેમનો કેવો ભાવ છે એના પર ઉપરના ઉદ્ગારો કંઈક પ્રકાશ પાડે છે.

## ૧૮

ગાંધીજીને ત્યાં એકેએક પૈસાનો હિસાબ રાખવામાં આવે છે. બચપણથી જ પૈસાનો હિસાબ ધ્યાનપૂર્વક રાખવાની એમને ટેવ છે. તેઓ વ્યવસ્થાપ્રિય છે. એ પણ એમની નાનપણની જ ટેવ છે. આથી એમની ઝૂંપડી સાફસૂફ, લીંપીગૂંપી અને વ્યવસ્થિત છે. કેડમાં કચ્છ છે તે પણ વ્યવસ્થિત. એક વાઈસરોયે કહ્યું કે, ગાંધીજી બુઢ્ઢા તો છે, પણ એમની ચામડી યુવકોની ચામડી જેવી સુંવાળી છે. તેઓ સ્વાસ્થ્યનું પૂરેપૂરું જતન કરે છે એ ખરી વાત છે. દરેક વસ્તુમાં કરકસર કરવામાં આવે છે. કાગળપત્રોમાં ખોસેલી કોઈ ટાંકણી આવી તો તે કાઢીને રાખી લેવામાં આવે છે.

ગાંધીજી લંડન જતા હતા ત્યારે સ્ટીમર પર એક ગોરો તેમને રોજ કંઈ ને કંઈ ગાળો સંભળાવી જતો. એક દિવસ તેણે ગાંધીજી વિષે કંઈક વ્યંગપૂર્ણ કવિતા લખી, અને તે લઈને ગાંધીજી પાસે આવ્યો. તેણે ગાંધીજીને તે પાનાં આપ્યાં એટલે તેમણે ચુપચાપ પાનાં ફાડીને કચરાની ટોપલીમાં ફેંકી દીધાં અને તેમાં ખોસેલી ટાંકણી સાચવીને કાઢી લઈ પોતાની ડબ્બીમાં મૂકી. પેલા ગોરાએ કહ્યું, 'ગાંધી, વાંચો તો ખરા, તેમાં કંઈક તો સાર છે.'

'હા, જે સાર હતો તે તો મેં ડબ્બીમાં મૂકી દીધો છે.' આ સાંભળીને બધા હસી પડ્યા અને પેલો અંગ્રેજ ખિસિયાણો પડી ગયો.

મેં જોયું છે કે, જરૂરની નાનકડી વસ્તુ પણ ગાંધીજી કદી ગુમાવતા નથી. એકેક બબ્બે વારના દોરીના કટકા સાચવીને રાખે છે, અને જરૂર પડતાં મહિનાઓ પછી સાવધાનીથી કાઢે છે. એમના રેંટિયા નીચે રાખવાનો કાળા કપડાનો એક નાનકડો ટુકડો આજ લગભગ બાર વરસથી ચાલતો જોઉં છું. લોકોના આવેલા પત્રોમાંથી કોરો ભાગ કાપીને તેનાં પરબીડિયાં બનાવડાવીને તેનો ઉપયોગ કરે છે. આ દૃશ્ય એક મોટામાં મોટા મખ્ખીચૂસને પણ ટપી જાય છે.

લંડનની વાત છે. ગાંધીજીનો મુકામ શહેરના દૂરના પૂર્વ ભાગમાં હતો અને કાર્યાલય મુકામથી સાત આઠ માઈલ દૂર પશ્ચિમ ભાગમાં, એક મિત્રના મકાનમાં હતું. બપોરનું ભોજન કાર્યાલયમાં જ થતું. મુકામ પરથી ભોજનની સામગ્રી રોજ કાર્યાલયમાં લાવવામાં આવતી.

ભોજન સાથે ગાંધીજી કોઈ કોઈ વાર મધ પણ લે છે. ઇંગ્લંડ જતાં અમે લોકો મિસર આગળથી પસાર થયા, ત્યારે ત્યાંના લોકોએ મધનું એક માટલું ભરીને ગાંધીજીને આપ્યું હતું. એમાંથી જ રોજ ભોજન સમયે થોડું મધ પોતે લેતા. એક દિવસ મીરાંબહેન મુકામ પરથી મધ લાવવાનું ભૂલી ગયાં. અને ભોજન સમયે યાદ આવ્યું કે મધ નથી, એટલે બજારમાંથી ચાર આનાની મધની શીશી મંગાવીને ભોજન સાથે મૂકી દીધી. ગાંધીજી જમવા બેઠા ત્યારે એમની નજર શીશી પર પડી. તેમણે પૂછ્યું, 'આ શીશી ક્યાંથી?' શું કામ શીશી

ખરાદવા પડી એમ કહેવામાં આવ્યું. બસ, પછી તો જ તોફાન મચ્યું! —

'પૈસાની આ બરબાદી શા માટે? શું લોકોએ આપેલા પૈસાનો આપણે આમ દુરુપયોગ કરીએ છીએ? એક દિવસ મધ ન હોત તો શું હું ભૂખ્યો રહી જાત?'

ભારતવર્ષના મોટા મોટા કૂટ પ્રશ્નો સામે પડેલા હતા. એ બાજુએ મૂકીને, મધ વિષે ઘણી વાર સુધી વ્યાખ્યાન અને ઠપકો ચાલ્યાં, જે પાસે બેઠેલા લોકોને ખટક્યુંયે ખરું. પણ ગાંધીજી માટે નાના પ્રશ્નો પણ મોટા પ્રશ્નો જેટલા જ કૂટ છે. કોઈ કોઈ વાર લોકોને આમાં તરતમના વિવેકનો અભાવ લાગે છે; પાસે રહેનારાઓને ચીડ ચડે છે; પણ ગાંધીજી પર એની કંઈ અસર નથી થતી.

ગાંધીજી કપડાંની ખૂબ કાળજી રાખે છે. જરા ફાટ્યું કે તેના પર થીંગડું ચોડાયું જ છે. દરેક ચીજને બહુ સ્વચ્છ રાખે છે, પરંતુ પાણી સરખું પણ નકામું ન વપરાય એટલે સુધીની તેઓ કરકસર કરે છે. હાથ મોં ધોવા માટે બહુ થોડું પાણી લે છે. પીવાને માટે ઉકાળેલું પાણી એક શીશામાં રાખે છે, એ જરૂર પડતાં પીવામાં અને હાથ મોં ધોવાના કામમાં આવે છે.

## ૧૯

ગાંધીજીની દિનચર્યા પણ વ્યવસ્થિત છે. એકેએક મિનિટનો ઉપયોગ થાય છે. બહારથી બહુ ભારે ટપાલ આવે છે, તેના જવાબ આપવા પડે છે. ઘણુંખરું તેઓ ખાતાં ખાતાં પણ વાંચે છે. કોઈ કોઈ વાર ખાતી વખતે વાતચીતને માટે પણ કોઈને સમય આપે છે. ફરવાનો સમય પણ નકામો નથી જતો.

ગાંધીજી ઘણુંખરું ચાર વાગ્યે ઊઠે છે. ઊઠતાં જ હાથ મોં ધોયા પછી પ્રાર્થના થાય છે. પછી શૌચાદિથી પરવારીને સાત વાગ્યે કંઈક હલકો નાસ્તો હોય છે. ત્યાર પછી ફરવાનું હોય છે. પછી તે કામે લાગે છે. લગભગ નવ વાગ્યે તેલ માલિશ કરાવે છે, પણ માલિશ વખતેય કામ ચાલુ રહે છે. પછી સ્નાનથી પરવારીને અગિયાર વાગ્યે જમે છે. પછી એક વાગ્યા સુધી કામ કરીને જરા સૂએ છે. લગભગ દોઢ વાગ્યે ઊઠીને ફરી શૌચ જાય છે. તે વખતે પણ કંઈક કામ તો ચાલુ જ હોય છે. શૌચ પછી પેટ પર માટીનો પાટો બાંધીને થોડો આરામ લે છે, પણ સૂતાં સૂતાંય કામ ચાલતું હોય છે. ચારેક વાગ્યે કાંતવા બેસે છે. પછી લખવાવાંચવાનું કામ હોય છે. પાંચેક વાગ્યે સાંજનું વાળુ હોય છે. ત્યાર પછી ફરવાનું, સાત વાગ્યે પ્રાર્થના, પછી કંઈક કામ; અને પછી નવ સાડાનવ વાગ્યે તે સૂઈ જાય છે.

જરૂર હોય ત્યારે રાત્રે બે વાગ્યે પણ ઊઠીને કામ શરૂ કરે છે. એમનો ખોરાક સીધોસાદો છે, પણ તેમાં એક બે વરસે ફેરફાર થતો રહે છે. એક સમયે તેઓ કેવળ મગફળી અને ગોળ ખાઈને રહેતા. ઘણાં વરસો પહેલાં મેં જોયેલું કે, દૂધનો બિલકુલ ત્યાગ કરીને એને બદલે તેઓ રોજ એક-સોથી વધારે બદામ ખાતા. થોડાં વરસ પહેલાં એક વાર રોટી છોડીને લગભગ એકસો પેશી ખજૂર ખાતા પણ જોયેલા. એ જ રીતે એક જમાનામાં રોટી વધારે ખાતા, ફળ ઓછાં ખાતા. ખોરાકમાં આ જાતના પ્રયોગો અને ફેરફારો ચાલ્યા જ કરે છે. થોડાં જ વરસ પહેલાં લીમડાનાં કાચાં પાન અને આમલીનો પ્રયોગ બહુ જોરથી ચાલતો હતો. પણ પાછળથી તે છોડી દીધો. કાચા અનાજનો પ્રયોગ પણ બીમાર થઈને છોડ્યો.

આ બધા પ્રયોગો દરેક માણસને માટે ઇચ્છવા યોગ્ય નથી. આજકાલ ગાંધીજીનો ખોરાક ખૂબ શેકેલી પાતળી લૂખી રોટલી, ઉકાળેલું શાક, ગોળ, લસણ અને ફળ છે. દરેક વસ્તુમાં થોડો સોડા નાખે છે. સોડા સ્વાસ્થ્ય માટે સારી વસ્તુ છે, એવો એમનો અભિપ્રાય છે. એક દિવસમાં પાંચથી વધારે વસ્તુઓ ગાંધીજી નથી ખાતા. આ ગણતરીમાં સોડાનો પણ સમાવેશ થાય છે.

જુવાનીમાં ગાંધીજી રોજના પચાસ પચાસ માઈલ પણ ચાલ્યા છે, પરંતુ ઘડપણમાં પણ એમણે ફરવાનો વ્યાયામ કદી છોડ્યો નથી. તેઓ કોઈ વાર કહે છે કે, 'ખાવાનું એક દિવસ ન મળે તો ભલે, ઊંઘ પણ ઓછી મળે તો ફિકર નહિ, પણ ફરવાનું ન મળે તો બીમારી આવી જાણો.' રોજ

એક કલાક સુધી પેટ પર માટીનો પાટો બાંધી રાખે છે, એનું પણ બહુ માહાત્મ્ય જણાવે છે.

ઊંઘનું એમ છે કે, જ્યારે તેઓ ઇચ્છે ત્યારે ઊંઘી શકે છે. ગાંધી-અરવિન કરાર વખતનું મને સ્મરણ છે. કેટલાક અંગ્રેજોએ મારે ત્યાં ગાંધીજીને મળવાનું નક્કી કર્યું હતું. નિયત સમય પહેલાં પંદર મિનિટે ગાંધીજી આવ્યા અને કહેવા લાગ્યા, 'મને આજે ઊંઘની જરૂર છે. જરા ઊંઘી લઉં.' મેં કહ્યું, 'ઊંઘવાનો સમય ક્યાં છે? પંદર મિનિટ જ બાકી છે.' એમણે કહ્યું, 'પંદર મિનિટ તો ઘણી છે.' તરત જ ખાટ પર સૂઈ ગયા અને એક મિનિટમાં જ ગાઢ નિદ્રામાં પડ્યા. સૌથી આશ્ચર્યની વાત એ હતી કે પંદર મિનિટ પછી પોતાની મેળે જ જાગી ઊઠ્યા. મેં એક વાર કહ્યું, 'આપનામાં ઊંઘવાની શક્તિ અદ્ભુત છે.' ગાંધીજીએ કહ્યું, 'જે દિવસે ઊંઘ પરથી મારો કાબૂ ગયો તે દિવસે એમ જાણજો કે મારો દેહાન્ત થશે.'

ગાંધીજીને માંદાની માવજતનો બહુ શોખ છે. એ શોખ એમને બચપણથી જ છે. આફ્રિકામાં માવજત માટે એમણે નર્સનું કામ કર્યું એટલું જ નહિ, પણ એક નાનકડી હૉસ્પિતાલ પણ ચલાવી; જોકે પોતાના 'હિંદ સ્વરાજ્ય'માં એમણે એક દૃષ્ટિએ હૉસ્પિતાલોને વખોડી છે. માંદાની માવજતનો એમનો એ શોખ આજે પણ એવો ને એવો જ મોજૂદ છે. તેઓ કેવળ માવજતમાં જ રસ લે છે એવું નથી, ચિકિત્સામાં પણ રસ લે છે. અને સીધી સાદી વસ્તુઓના પ્રયોગથી શો ફાયદો થઈ શકે છે, તેની શોધખોળ બરાબર ચાલુ જ રહે છે.

કોઈ બહુ બીમાર હોય અને મરણપથારીએ હોય અને ગાંધીજીને મળવા ઇચ્છે, તો અગવડ અને કષ્ટ વેઠીને પણ તેઓ દરદીને મળવા જાય છે. મેં કેટલીયે વાર એમને એમ કરતાં જોયા છે, અને એકબે પ્રસંગો તો એવા પણ જોયા છે કે જેમાં એમના જવાથી દરદીઓને બેહદ આરામ મળ્યો.

ઘણાં વરસોની જૂની વાત છે. દિલ્લીનો પ્રસંગ છે. એક બાઈ મરણપથારીએ હતી, રોગ સાથે લડતાં લડતાં બિચારીનું શરીર તદ્દન ક્ષીણ થઈ ગયું હતું. કેવળ શ્વાસ બાકી હતો. તેણે જીવનની આશા છોડી હતી, અને છેવટની યાત્રા કરવાની છે એમ માનીને રામ રામ કરીને પોતાના અંતિમ દિવસો કાઢતી હતી. પણ ગાંધીજીના અંતિમ આશીર્વાદ લેવાના હજી બાકી હતા. તેણે કહ્યું, ‘ગાંધીજીનાં દર્શન થઈ શકે? જતાં જતાં છેવટે તેમને તો મળી લઉં.’ ગાંધીજી તો દિલ્લીની નજીકમાં પણ નહોતા એટલે એમનાં દર્શન અસંભવિત હતાં, પણ મરતા માણસની આશા પર પાણી ફેરવવું મને ઠીક ન લાગ્યું, તેથી મેં કહ્યું, ‘જોઈશું. ઈશ્વર તમારી ઇચ્છા કદાચ પૂરી કરશે.’

બે ચાર દિવસ પછી મને ખબર મળી કે, ગાંધીજી કાનપુરથી દિલ્લી થઈને અમદાવાદ જાય છે. એમની ગાડી સવારે ચાર વાગ્યે દિલ્લી પહોંચતી હતી અને અમદાવાદની ગાડી પાંચ વાગ્યે ઊપડતી હતી. કેવળ એક કલાકનો ગાળો હતો. અને દરદી બાઈ બિચારી દિલ્લીથી દસ માઈલ દૂર હતી. એક કલાકમાં દરદીને મળવું અને પાછા સ્ટેશને પહોંચવું મુશ્કેલ હતું.

શિયાળાની ઋતુ હતી. પવન જોરથી ફૂંકાતો હતો. સવારના પહોરમાં ગાંધીજીને મોટરમાં (તે દિવસોમાં ખુલ્લી મોટરો હતી) વીસ માઈલની મુસાફરી કરાવવી એ પણ ભયાનક હતું. ગાંધીજી આવે છે તેની બિચારી દરદી બાઈને તો ખબરેય નહોતી. ગાંધીજીનાં દર્શન કરવાની તેની તીવ્ર ઇચ્છા હતી. પણ તેમાં રહેલી મુશ્કેલી પ્રત્યક્ષ હતી.

ગાંધીજી ગાડીએથી ઊતર્યા. મેં દબાયેલા અવાજે કહ્યું, 'આજે આપ રોકાઈ ન શકો?' ગાંધીજીએ કહ્યું, 'રોકાવું મુશ્કેલ છે.' હું હતાશ થઈ ગયો. દરદીને કેટલી નિરાશા થશે એ હું જાણતો હતો.

ગાંધીજીએ પાછું પૂછ્યું, 'રોકાવાનું કેમ પૂછો છો?' મેં એમને કારણ દર્શાવ્યું. ગાંધીજીએ કહ્યું, 'ચાલો, હમણાં જ ચાલો.'

'પણ હું આપને આ ઠંડીમાં, આ સૂસવતા પવનમાં, સવારના પહોરમાં મોટરમાં બેસાડીને કેમ લઈ જઈ શકું?'

'એની ફિકર ન કરો. મને મોટરમાં બેસાડી દો. વખત ખોવાથી શો લાભ? ચાલો, ચાલો.'

ગાંધીજીને મોટરમાં બેસાડ્યા. ઠંડી અને ઉપરથી તીક્ષ્ણ પવન નિર્દયતાથી પોતાનો પ્રભાવ બતાવતાં હતાં. સૂર્યોદય તો હજી થયો પણ નહોતો. બ્રાહ્મમુહૂર્તની શાંતિ બધે પથરાયેલી હતી. દરદી બાઈ પથારી પર પડી પડી 'રામ રામ' જપી રહી હતી.

ગાંધીજી તેના ખાટલા નજીક પહોંચ્યા. મેં કહ્યું, 'ગાંધીજી આવ્યા છે.' એને વિશ્વાસ ન પડ્યો; તે ગભરાઈ ગઈ; આશ્ચર્યચકિત થઈને ઊઠવાનો પ્રયત્ન કરવા લાગી. પણ

શક્તિ ક્યાં હતી? એની આંખોમાંથી બે બુંદ ચુપચાપ ખરી પડ્યાં. મને થયું, મેં મારું કર્તવ્ય બજાવ્યું.

દરદીના આત્માને કેટલું સુખ થયું તે તેની આંખો કહેતી હતી.

ગાંધીજીની ગાડી તો ઊપડી ગઈ હતી, એટલે મોટરમાં મુસાફરી કરીને આગળના સ્ટેશને ગાડી પકડી. ગાંધીજીને કષ્ટ તો પડ્યું. પણ દરદીને જે શાંતિ મળી તેના સંતોષને લીધે ગાંધીજીને કષ્ટ જણાતું નહોતું.

થોડા દિવસ પછી એ દરદીએ દુનિયામાંથી વિદાય લીધી. પણ મરણ પહેલાં એને ગાંધીજીનાં દર્શન થયાં તેથી એને બેહદ શાંતિ હતી.

આપણે ભૂખ્યાને અન્ન આપીએ છીએ, તરસ્યાને પાણી પાઈએ છીએ, એનું માહાત્મ્ય છે. રંતિદેવ અને એનાં બાળબચ્ચાંએ પોતે ભૂખ્યાં રહીને કેવી રીતે ભૂખ્યાને રોટલો આપ્યો તેનું માહાત્મ્ય આપણાં પુરાણો ગાય છે. પણ એક મરણને કાંઠે આવેલ માણસ છે; અંતિમ ઘડીઓ ગણી રહ્યું છે; એ ઇચ્છે છે કે, 'એક પૂજ્ય વ્યક્તિનાં દર્શન કરી લઉં.' આ દર્શનના ભૂખ્યા દરદીની ભૂખ તૃપ્ત થાય છે, એને સંતોષ-દાન મળે છે; આ દાનનું માહાત્મ્ય કેટલું હશે?

## ૨૦

ગાંધીજી એકોતેર વરસના થઈ ગયા! —

પચ્ચીસ વરસ પહેલાં મને જ્યારે એમનાં પ્રથમ દર્શન થયાં ત્યારે એ પ્રૌઢાવસ્થામાં હતા; આજે વૃદ્ધ થઈ ગયા છે. તે વખતનાં એમનાં સૂરત અને પોશાક આજનાં તેમનાં સૂરત અને પોશાક સાથે સરખાવવામાં આવે તો એમાં ઘણું અંતર છે. જે વસ્તુ આપણે રોજ જોતા રહીએ છીએ તે વસ્તુમાં રોજ રોજ જે પરિવર્તન થાય છે તેને આપણી દૃષ્ટિ પકડી શકતી નથી. પરિવર્તન ચોરની પેઠે આવે છે. એટલે ગાંધીજીના શરીરમાં, એમના બોલવાચાલવામાં, એમના પોશાકમાં ક્યારે અને કેમ પરિવર્તન થયું, એ આજે કોઈને યાદ પણ નથી. એમને મેં પહેલવહેલા જોયા ત્યારે એ અંગરખું પહેરતા હતા. પછી પહેરણ પહેરવા માંડ્યું અને ફેંટાની જગા ટોપીએ લીધી. એક સભામાં ભાષણ આપતાં પહેરણ પણ ફેંકી દીધું. ત્યારથી ઘૂંટણ સુધીનો કચ્છ અને ઓઢવાનું ઉપરણું માત્ર બાકી રહ્યાં.

પહેલાં શિખા બિલકુલ નહોતા રાખતા. હરિદ્વારના કુંભમેળા વખતે એક સાધુએ કહ્યું, 'ગાંધી, નહિ જનોઈ, નહિ શિખા; હિન્દુનું કંઈક ચિહ્ન તો રાખો.' ત્યારથી ગાંધીજીએ શિખા રાખી. અને તે ખાસી ગુચ્છાદાર હતી. એક દિવસ અચાનક મારી નજર માથા પર પડી. જોઉં છું તો શિખા નથી! શિખાની જગ્યાના બધા કેશ ધીમે ધીમે ખરી

ગયા અને જે શિખા રાખવામાં આવી હતી તે પોતાની મેળે વિદાય થઈ. શિખાના અભાવે મને યાદ દેવડાવ્યું કે, જે પાંચ તત્ત્વોમાંથી એક એક વસ્તુ પેદા થઈ હતી, તેમાં જ હવે તે ધીમે ધીમે વિલીન થવા માંડી છે. દાંત બધા પડી ગયા; પણ ક્યારે ક્યારે પડયા, કેવી રીતે ચુપચાપ પડતા ગયા, તેનું પાસે રહેનારાઓને પણ ધ્યાન નથી.

લોકોને પોતાના જીવનમાં યશઅપયશ બંને મળ્યાં છે. ક્યારેક લોકપ્રિયતા આવી તો ક્યારેક ચાલી પણ ગઈ. ડ્યુક ઑફ વેલિંગ્ટન, નેપોલિયન. ડિઝરાયલી. ગ્લેડસ્ટન, ઇત્યાદિ રાજકારણી નેતાઓએ પોતાના જીવનમાં ચડતીપડતી બધું જોયું. પણ ગાંધીજીએ ચડતી જ જોઈ, પડતી કદી જોઈ જ નથી. પોતાના જીવનમાં મોટાં મોટાં કામો કર્યાં. દરેક ક્ષેત્રમાં કંઈ ને કંઈ ભેટ આપી. સાહિત્યિક ક્ષેત્ર પણ આ ભેટથી વંચિત નથી રહ્યું. કેટલા નવા શબ્દો રચ્યા, કેટલા નવા પ્રયોગો શરૂ કર્યા, લેખનશૈલી પર શી અસર પાડી. એ બધાનો પૂરો પત્તો તો ક્યારેક વળી લાગશે.

કોઈએ મિસિસ બિસેંટને પૂછેલું કે, 'હિંદુસ્તાનમાં અમારું સૌથી મોટું દૂષણ કયું છે?' મિસિસ બિસેંટે કહ્યું, 'હિંદુસ્તાનમાં લોકો બીજાને પાડીને પોતે ચડવાની કોશિશ કરે છે, એ સૌથી મોટું દૂષણ છે.' આ સૌથી મોટું દૂષણ હોય કે ન હોય. પણ રાજકારણના ક્ષેત્રમાં આપણે ત્યાં એ દૂષણ પ્રાયઃ જોવામાં આવે છે. પણ ગાંધીજીએ જમીન ખોદી ખોદીને હીરો કાઢ્યો; ધૂળ ધોઈ ધોઈને સોનું જમા કર્યું. સરદારને ઘડવાનું શ્રેય ગાંધીજીને છે. રાજગોપાલાચાર્યને, રાજેન્દ્રબાબુને ગાંધીજીએ ઘડયા. સેંકડો નેતાઓ અને લાખો સૈનિકો ગાંધીજીએ તૈયાર

કર્યાં; કરોડો મુડદાલ દેશવાસીઓમાં નવો પ્રાણ ફૂંક્યો; નાના નાના માણસોને ઘડી ઘડીને ઘાટમાં આણી દીધા.

'चिड़ियों से मैं बाज लड़ाऊँ, तब गोविंदसिंह नाम रखाऊँ ।'

જેમણે આટઆટલું ભેટ આપ્યું છે તે ગાંધીજી હવે ઘરડા થતા જાય છે.

ક્યારે ઘરડા થઈ ગયા તેનું આપણને ધ્યાન ન રહ્યું.

'दिन-दिन, घड़ी-घड़ी, पल-पल, छिन-छिन स्रवत जात जैसे अंजरी को पानी' — એમ આયુષ્ય વીતતું જાય છે. પણ ગાંધીજી લખે છે, બોલે છે, આપણને દોરે છે, એટલે એમની શારીરિક શિથિલતાની આપણને કશી ખબર પણ નથી પડતી. આપણે માની લીધું છે કે ગાંધીજીનો ને આપણો સાથ હમેશનો છે. ઈશ્વર કરે, તેઓ દીર્ઘાયુ થાય.

જો કોઈ પોતાની જુવાની આપીને ગાંધીજીને જીવતા રાખી શકે, તો હજારો યુવકો પોતાનું જીવન આપવા તૈયાર થઈ જાય. પણ આ તો અશક્ય કલ્પના છે.

અંતે ફરીથી પ્રશ્ન થાય છે: ગાંધીજીનું જીવનચરિત્ર શું છે?

રામનું જીવન કોઈ કવિએ એક જ શ્લોકમાં જનતા આગળ મૂકી દીધું:

आदौ रामतपोवनाधिगमनं, हत्वा मृगं कांचनम् ।
वैदेहीहरणं, जटायुमरणम्, सुग्रीवसंभाषणम् ।
वालीनिग्रहणं, समुद्रतरणं, लंकापुरीदाहनम् ।
पश्चाद्रावणकुंभकर्णहननं, एतद्धि रामायणम् ॥

ગાંધીજીનું જીવનચરિત્ર પણ કદાચ એક જ શ્લોકમાં લખી શકાય; કેમકે એમના જીવનમાં આદિથી અંત સુધી એક

જ વસ્તુ દેખાય છે—અહિંસા. ખાદી કહો કે હરિજનકાર્ય કહો, એ અહિંસાનાં પ્રતીક છે. પણ એક વાત છે. રામનું જીવન આલેખતા શ્લોકમાં છેવટે કહ્યું છે: 'पश्चाद्रावणकुंभकर्ण-हननम्'. ગાંધીજીના સંબંધમાં- इंग्लॅण्डगमनं, विद्याध्ययनम्, भारतागमनं, अफ्रीकागमनं, सत्याग्रहप्रकरणं, भारतपुनरागमनं, सत्याग्रह-संचालनम् । ઇત્યાદિ ઇત્યાદિ કહીને અંતે, 'पारतंत्र्यविनाशनम्' એમ શું કહી શકીએ?

કોણ કહી શકે? ગાંધીજી હજી જીવે છે.

થોડા જ દિવસ પહેલાં એક મોટા ચીની સજ્જને એમને પૂછ્યું, 'આપ આપના જીવતાં હિંદને આઝાદ થયેલું જોવાની આશા સેવો છો?' 'હા, સેવું તો છું. ઈશ્વરને મારી પાસે હજી વધારે કામ લેવું હશે તો જરૂર મારા જીવનકાળમાં હિંદ સ્વતંત્ર થશે. પણ તે પહેલાં ઈશ્વર મને ઉપાડી લે તો તેથી પણ મને દુઃખ નહિ પહોંચે.'

પણ ભવિષ્યના ગર્ભમાં શું હશે તે કોણ કહી શકે?

'કો જાને કલકી?'

---